

ભતવારી—આવને મોરલા......

(પૃ ૨૦)

# વડલો

એકાંકી શોકપર્યવસાયી નાટક



લેખક
કૃષ્ણલાલ શ્રીધરાણી



શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

ભાઈ કૃષ્ણલાલ શ્રીધરાણી અમારી સંસ્થાના એક વિદ્યાર્થી. એની ઉઘડતી જતી લેખિનીથી મુગ્ધ થઇ આજે ઘણી આંખો એની તરફ આશાવંત નજરે જોઇ રહી છે. તે વખતે તેની આ એક અખંડ કૃતિ અમે સગર્વ પ્રગટ કરીએ છીએ.

કૃષ્ણલાલ શ્રીદક્ષિણામૂર્તિને ચરણે બીજી વધુ સારી કૃતિઓ ધરે એવી આશા.

પ્રકાશક

જેમની ઘટામાં બેસીને નવાં નવાં પંખી-

પંખીણિઓના પરિચય સાધ્યા છે : જેમની

ડાળો પર હીંચતાં ખૂબ ખૂબ ગાયું-નાચ્યું

છે : અને જેમના માળામાં માતાનાં હેત

મ્હાણ્યાં છે: — એવા ડુરભાઈના વડલા

શા વત્સલ ખોળે . . . .

નાશીક જેલની ચાર દીવાલો વચ્ચે 'વડલા' નો જન્મ થયો. ત્યાં એણે મારા સહકેદી-ઓને એક કરતાં વધારે વાર આનંદ આપ્યો. એ આનંદથી પ્રેરાઇને એને હું ગુજરાત પાસે ધરૂં છું.

'વડલો' ભાગ્યવંત છે, કેમ કે એને પૂ. શ્રી કાકાસાહેબનાં વાત્સલ્ય, શ્રી. સોમા-ભાઇની પીંછીનાં માર્દવ, શ્રીદક્ષિણામૂર્તિનાં આદર અને અનેક મિત્રો અને સુરબ્બી-ઓના આવકાર મળ્યા છે.

કૃ. શ્રી.

# કાવ્યરૂપ

કલાકૃતિને પ્રસ્તાવના લખવાની પ્રથા કલાકાર બર્નાર્ડ શૉએ ભલે પાડી હોય; પણ એમાં કલાનું ગૌરવ સચવાતું નથી એટલું તો કહેવું જ જોઈએ. કલાકૃતિનું આકર્ષણ સ્વયંભૂ હોય, સ્વાભાવિક હોય, સ્વતઃસિદ્ધ હોય. કસ્તુરીમાં ગંધ છે એ સિદ્ધ કરવા માટે કોઈ સોગન નથી ખાતું. છતાં એ પ્રથા ચારેકોર ફેલાએલી છે કે પ્રસ્તાવના વગર કોઈ પણ કૃતિ સમાજ આગળ રજુ કરાય જ નહિ. જૂના નાટકકારો સુત્રધારના મોઢામાં પોતાને જોઇતી પ્રસ્તાવના પોતે જ બેસાડી દેતાઃ અને નાટક ભજવતી વખતે સુત્રધાર પ્રેક્ષકોને નાટકનાં રમ્ય સ્થળો કયાં કયાં એ સ્પષ્ટ શબ્દોમાં કહેતો. ‘ આ હસવાનું સ્થાન, ’ ‘ અહીં રોવું જોઇએ, ’ ‘ અહીં તાળી પાડવી જોઇએ, ’ એમ સમાજમાં ભજવાતાં નાટકોનો સુત્રધાર પ્રેક્ષકોને સૂચના આપ્યા કરે. એ જ પ્રથાએ હવે પ્રવેશક કે પ્રસ્તાવનાનું રૂપ ધારણ કર્યું છે. પ્રજામાં પૂરતી રસિકતા નથી, વિવેચકશક્તિ નથી, એમ માનીને જ આ ઉપાયો યોજવામાં આવે છે.

પ્રસ્તાવનાની જરૂર એક બીજા કારણસર પણ હોય છે. કવિ જો ગૂઢ ભાષામાં લખે, જો એમાં સૂક્ષ્મ રીતે ધ્યેયવાદનું સૂચન રાખે, જો કોઇ રૂપક એની પાછળ રહેલું હોય, તો તે બધું ઉઘાડું કરવા માટે પ્રસ્તાવનાની જરૂર અવશ્ય હોય છે. એ રીતે પ્રસ્તાવના એ રસિકતાની કેળવણી છે.

પણ અહીં લખાય છે તે પ્રસ્તાવના નથી; કેવળ પ્રસન્નતા-પૂર્વક આપેલો આશીર્વાદ છે. બાળકો કાંઇ પણ નવું કરે તો દોડતાં દોડતાં આવીને માબાપને બતાવે છે. દુનિયાના બીજા લોકો ભલે એ વસ્તુની કદર કરે! પણ બાળકને મન સર્વજ્ઞ તો કેવળ માબાપ. એમણે પસંદ કરી એટલે પોતાની કૃતિ સફળ થઇ, નહિ તો નહિ; એવી એમની વૃત્તિ હોય છે.

આ જ ન્યાયને અનુસરી ચિ. કૃષ્ણલાલે પોતાના ‘વડલા’ માટે મારી પાસેથી એક પ્રસ્તાવના ઇચ્છી. અને એના સંતોષ ખાતર મેં હા પાડી.

આ ‘વડલા’નો સંભવ કારાવાસમાં થયો છે. ત્યાં જ એ ફૂલ્યો ફાલ્યો અને બહાર આવીને એણે પોતાની વડવાઇઓ વધારી. જેલના દિવસોમાં કેટલાય મિત્રોને એણે આનંદ આપ્યો હશે! બહાર આવ્યા પછી કેટલાયને એ આનંદ આપતો રહેશે.

આનંદ આપવાની એની એ શક્તિ શામાં રહેલી છે? મનુષ્યજીવનમાં મોટામાં મોટી વસ્તુ સમભાવ છે. વાતો કરવામાં આપણને જે આનંદ આવે છે તે સમભાવનો જ હોય છે. જે જાતની લાગણી પોતાને થઇ તે જ પોતાની વાત સાંભળનારને

પણ થવાની છે એ જાતના વિશ્વાસથી જ આપણે બોલવાને પ્રવૃત્ત થઇએ છીએ. એ અપેક્ષા તૃપ્ત થએલી જોઇ આપણને એક નવી જ જાતનો આનંદ થાય છે. એ આનંદ ઇંદ્રિયજન્ય નથી, ઇંદ્રિયગમ્ય પણ નથી. એ તો હૃદયજન્ય, બુદ્ધિગ્રાહ્ય અને સ્વસંવેદ્ય હોય છે. અને માટે જ એવું સુખ આત્યંતિક હોય છે.

પ્રાચીન કાળથી મનુષ્ય એ આનંદ વિવિધ રીતે મેળવતો આવ્યો છે. કાવ્યસૃષ્ટિની શરૂઆતમાં બધી જ કૃતિમાં મુગ્ધતા સહેજે આવતી. પણ જતે દહાડે મુગ્ધતાનું સ્થાન પ્રૌઢતાએ લીધું. એમાંથી શણગાર પેદા થયો. અલંકારોની દમકઝમક વધી. વેષ-ભૂષા તળે નૈસર્ગિક સૌંદર્ય દબાઇ ગયું, અને બધે કૃત્રિમતા ફેલાઇ. અકળાએલી સદ્અભિરુચિએ કાવ્યાનંદને બચાવવાનો ફરી પ્રયત્ન કર્યો; અને સાદાઈની ઉપાસના શરૂ કરી. આ સાદાઇ એકાએક ન આવી શકી. કાવ્યનો રસ શામાં રહેલો છે, આનં-દનું સ્થાન કયું, એનો મન સાથે નિર્ણય ન થએલો હોવાથી સંસ્કારી કવિઓએ બ્હીતાં બ્હીતાં એકએક શણગાર ઉતારવા માંડ્યો. અંતે ખાત્રી થઇ કે કાવ્યનો આનંદ કેવળ સહૃદયતા, ઔચિત્ય અને પ્રમાણબદ્ધતામાં જ રહેલો છે. આના અનુભવ પછી રચાએલાં કાવ્યો સાદાઇની કમાલ કરે છે; અને છતાં આહ્લાદ આપે છે. એટલું જ નહિ પણ જીવનની દૃષ્ટિ જ બદલાવી નાખે છે.

૩૦૧૨

આ નવી સાદાઇ તે અસલી મુગ્ધતા તો નહિ જ એ ધ્યાનમાં રાખવું જોઇએ. મુગ્ધતા એક વાર ગઈ તે પાછી આવવાની

નથી. મુગ્ધતા અનેક રીતે ખડબચડી પણ હોય છે. મુગ્ધતામાં આત્મવિશ્વાસ કેળવેલો નથી હોતો. મુગ્ધતામાં સ્વાભાવિક જુસ્સો અથવા વીર્ય વધારે હોય છે. મુગ્ધતા અથડામણની અપેક્ષા નથી રાખતી; પણ અથડામણ પ્રાપ્ત થાય તો તેને માટે એની તૈયારી સ્વાભાવિક હોય છે. સંસ્કારજન્ય સાદાઇ આથી જુદી જ હોય છે. ચારે ધામની યાત્રા કરી ઘેર આવી બેઠેલા ચતુર પુરુષની પેઠે આ સાદાઇમાં અનુભવનું ગૌરવ હોય છે. ન કહેવાનું ભૂલથીયે કહ્યું નથી એટલો આત્મવિશ્વાસ એમાં હોય છે. સારાસારના વિવેકથી અનાવશ્યક વસ્તુને દૂર કરવાની શિષ્ટતા એમાં હોય છે. અને જે કહ્યું છે એની અસર થવાની જ છે એનો પૂરેપૂરો વિશ્વાસ રહે છે. આટલો લાભ મેળવતાં જુસ્સાનો કાંઇક ભોગ આપવો પડે છે; પણ તે અપરિહાર્ય છે. વનશ્રીના ઘરેણા રૂપ સરોવર કોઇ કાળે વર્ષા સમેની રેલનો બોધ બતાવી શકે ખરૂં ?

મુગ્ધતાને ઠેકાણે સ્વાભાવિકતા આવ્યા પછી પણ અમુક કથાવસ્તુ અને અમુક ગૂઢ આધ્યાત્મિક બોધ જો કલાકૃતિમાં ન હોય તો એ આકર્ષક નહિ થાય એ બીક તો કવિઓમાં ઘણી વાર હોય જ છે. કથાવસ્તુ જો ટાળવું જ હોય તો કવિઓ કોઇ લોકવિશ્રુત ઐતિહાસક કે પૌરાણિક પ્રસંગના સૂચનનો આધાર લઇ તેની ધરતી પર પોતાનું ચિત્રણ કરે છે; જેથી કથાવસ્તુનો વિસ્તાર કરવાની આવશ્યકતા ન રહે અને છતાં એનું વાતાવરણ તો મળે જ. મધ્યકાલીન કવિઓએ હમેશ આ જ માર્ગ આક્રમ્યો છે. પણ સંપૂર્ણ સ્વાભાવિકતાને આ બંધન પણ ન હોવું જોઇએ.

વારૂ ત્યારે; આ બંધન પણ છોડી દીધું. પણ કાવ્યમાં જીવનગૌરવ લાવવા માટે ગૂઢ આધ્યાત્મિક બોધ તો આવશ્યક છે જ ને ? કહેવું પડે છે 'હા અને ના.' જીવનને અંગે જે કાંઇ ચિત્રણ હોય તેમાં સ્વભાવતઃ જ આધ્યાત્મ બોધ રહેલો હોય છે. પણ તે પ્રયત્નપૂર્વક દેખાડવાની જરૂર હોય જ છે એમ નહિ. આરોગ્ય સાથે લાવણ્ય જેમ એની મેળે આવી જાય છે તેમ જીવનના યથાર્થ દર્શન સાથે અધ્યાત્મદર્શન હોય જ છે. એને સ્પષ્ટ રૂપમાં પ્રગટ કરવાની જરૂર નથી હોતી. ઘણી વાર પ્રગટ કરવાના પ્રયત્નમાં એ એકાંગી અને સંકુચિત થઈ જવાનો ભય રહે છે. અધ્યાત્મ એ અંતે જીવનનું રહસ્ય છે. શ્રદ્ધા કે અનુભવથી જ એ કળી શકાય છે. એના પ્રત્યય વગર સ્પષ્ટ કે અસ્પષ્ટ એવું એનું સૂચન કરવું એ ગમે તેટલું રસિક હોય તોયે એમાં સચ્ચાઈ તો નથી જ. અધ્યાત્મ એ હિંદુસ્તાનના હાડમાં રહેલું છે. આપણી દૃષ્ટિ, આપણી સમજણ અને આપણી મનોવૃત્તિ એ જૂના વારસાને લીધે અધ્યાત્મથી તરબોળ રહેતી આવી છે. તેથી આપણાં લખાણોમાં અધ્યાત્મ અનાયાસે સ્ફૂરતું આવ્યું છે. પણ આજે એ સ્થિતિમાં કાંઇક ફરક થયો છે. આજે કાવ્યની શોભા ખાતર સંધ્યાના પ્રકાશ સમું અસ્પષ્ટ અધ્યાત્મ ઠેકાણે ઠેકાણે વેરવાનો રિવાજ થઇ ગયો છે. મહર્ષિનો પુત્ર કવિસમ્રાટ્ એમ કહે તો તેથી સંસાર પંડિત થવાનો, ભાષા પંડિત થવાની. પણ એ એક ફક્ત રિવાજ થઇ બેસે તો એ મોટી હાનિ જ કહેવાય.

કવિઓએ સૌથી પ્રથમ સાચવવાની વસ્તુ આત્મનિષ્ઠા છે. પોતાનો અનુભવ, પોતાની દૃષ્ટિ, પોતાની શ્રદ્ધા જેવી હોય તેવી એ રજુ કરે. જીવનમાં અધ્યાત્મ હશે તો કાવ્યમાં એ આવી બેસશે. યોગ્ય સમય ન હોય તો પ્રગટ ન પણ થાય. બીજને અંકુરિત કરવા ખાતર ચણાના ખારાનાં પુટ ચડાવવાથી જાદુગરનો ખેલ થાય; પણ કવિતાદેવીનો પ્રાદુર્ભાવ નહિ થાય.

કથાવસ્તુયે નથી અને અધ્યાત્મસૂચને નથી. તો પછી આ કૃતિમાં છે શું, એમ કોઇ જરૂર પૂછે. શું છે એ બતાવવાપણું હોય નહિ. કાવ્ય એ આસ્વાદ ખાતર છે. એમાંથી આપણી બધી શુભ ભાવનાઓ જો તૃપ્ત થાય તો કાવ્ય કૃતાર્થ થયું. એ તૃપ્તિને અંગે શું શું જડયું, શું શું મળ્યું એ પાછળથી જોવાનું હોય. કાવ્યમય વાતાવરણમાં આપણે જઇ આવ્યા એટલો આનંદ શું બસ નથી? વ્યવહારની દુનિયાને ભૂલી જઇ આદર્શ વ્યવહાર, કોમળતા અને સાત્વિકતા આપણે અનુભવી શકયા એટલું શું બસ નથી?

કાવ્ય અને એની શૈલિ જો એકરૂપ હોય તો સૌંદર્યનિષ્પત્તિ વિશેષ થાય છે. 'વડલા'ની શૈલિ ધીરોદાત્ત વટવૃક્ષ જેવી જ હોવી જોઇએ. એકાદ સાર્વભૌમ કલ્પનાની આસપાસ પાંદડાં, ટેટા અને પક્ષીની માફક આછી આછી નાની ઘણી કલ્પનાઓ ડોલતી હોય, ચળકતી હોય અને કલ્લોલ કરતી હોય તો કાવ્ય સાંભળતાં સાંભળતાં કાવ્યનું વટવૃક્ષ થઈ જાય છે.

આ 'વડલા'ના કાવ્યમાં આકાશ અને પૃથ્વીનાં બધાં જ

કાવ્યમય બાળકો આવી ગયાં છે. ઉચ્ચ આકાશના ગ્રહ અને નક્ષત્રો આવ્યાં છે. મધ્ય આકાશના સમીર, ઝંઝાવાત અને મેઘ આવ્યા છે. પક્ષીઓ અને એમના માળાઓ છે; બાળકો અને એમના ખેલ છે; ફૂલો અને ફળો છે; તળાવ છે અને ઝરણાં છે. પણ એ બધાં એક સાથે આવતાં નથી. હિંદુ શહેરોમાં જેમ દરેક ન્યાતનો મહોલ્લો અલગ, તેમ અહીં દરેક જાતનો પ્રવેશ અલગ. આ બધી વસ્તુઓ એક બીજામાં ઓતપ્રોત થઇ જવી જોઇએ તે નથી થઈ. છતાં એ બધી વસ્તુઓ વચ્ચે સુલેહ સંપ અને સહકાર છે એટલે કશું ખૂંચતું નથી. હા; કંઇક ખૂંચે છે પેલા માસ્તરશત્રુ બાળકો! તે આપણને ગમે છે, પણ કથાના વાતાવરણમાં એ પૂરેપૂરા ભળતા નથી. અને પશુઓને તો કવિ ભૂલી જ ગયો છે. 'મોટા વડલા તળે બપોરને સમયે ગાયોનું મોટું ધણ ધામો નાખીને પડયું છે; કેટલીએક ગાયો નવરાશે વાગોળે છે; કાગડા આવીને એમનાં શીંગડાં વચ્ચે માથા પર બેઠા છે, અને ચાંચવતી એ પશુઓના આંખના ખૂણા સાફ કરે છે." એવું કાવ્યમય ચિત્ર એની નજરમાં જો ઠર્યું હોત તો એ ભૂલ થવા પામત નહિ.

અમાનુષી અથવા અતિમાનુષી સૃષ્ટિમાં સ્વભાવચિત્રણ આલેખાએલું હોવું જોઇએ કે નહિ એ એક સવાલ છે. કુદરતમાં જેવી સ્થિતિ દેખાય છે તેવી જ વર્ણવવી એ એક માર્ગ છે. એમાં કુદરતને સ્વભાવ અર્પેલો નથી હોતો. આબેહૂબ વર્ણનથી જ કવિ સંતોષ માને છે. એથી આગળ વધીને જ્યારે કવિ વર્ણન સાથે

માનવભાવોની સરખામણી કરે છે ત્યારે મન પર છાપ જુદી જ પડે છે. કુદરતી વર્ણન પરથી પશુ, પક્ષી, ગ્રહ, તારા વગેરે વસ્તુઓને સ્વભાવ હોય છે, લાગણીઓ હોય છે એવી કલ્પના કરવી અને તે પ્રમાણે એમનો વ્યવહાર બતાવવો એ એથીયે આગળ વધેલો પ્રકાર છે. અને કુદરત સાથે વફાદાર રહેવાનો જરા સરખો પણ પ્રયત્ન કર્યા વગર જોહુકમીથી ગમે તેનો ગમે તેવો સ્વભાવ નક્કી કરી દેવો એ વળી સાવ જુદો જ પ્રકાર છે. મુગ્ધ કાવ્યોમાં આ છેલ્લો પ્રકાર વિશેષ જોવામાં આવે છે. 'હિતોપદેશ,' 'પંચતંત્ર' અથવા 'ઇસપ નીતિકથાઓ' તપાસતાં આ છેલ્લો પ્રકાર જોવામાં આવશે. વૈદિક કાવ્યમાં વચલો પ્રકાર કાવ્યસૃષ્ટિની સંસ્કારી મુગ્ધતા બતાવે છે. વૈદિક દેવોનાં વર્ણનો ઘડીકમાં પ્રાકૃતિક વર્ણનો થઈ જાય છે, તો ઘડીકમાં રાગદ્વેષાદિ ભાવોથી પ્રેરાએલા ચેતનવંતા મનુષ્યસદૃશ દેવો બની જાય છે. 'વડલા'માં આવેલાં પાત્રો પ્રાકૃતિક ઘટનાના સ્વભાવ નથી સૂચવતા પણ પ્રાકૃતિક ઘટનાઓ સહૃદય માણસ ઉપર જે અસર પાડે છે તે અસરના પ્રતિનિધિ થએલા છે. આ પદ્ધતિ ગમે તેટલી સુંદર હોય તોયે એ મુગ્ધ પણ ન કહેવાય અને સ્વાભાવિક પણ ન કહેવાય. આમાં આવેલા ગ્રહો અને તારાઓ સ્વતંત્ર વ્યક્તિઓ નથી બની શક્યા. એ આકાશદર્શનની સ્થિતિમાં રહી ગયા છે. કવિની પ્રતિભાની આ અપરિપક્વતા છે એમ કોઇ માને તો તે ભૂલ છે. કવિએ પૌરાણિક નક્ષત્ર–કાવ્યો વાંચ્યાં નથી, અને આજકાલ લખાતાં આકાશદર્શનનાં વર્ણનો ધરાઇને વાંચ્યાં છે, એની

એ અસર છે. નહિ તો આકાશદર્શનનું સૂચન કરવાને બદલે એણે આમાં સ્વભાવ વર્ણન જ રેડયું હોત.

આ નાટકમાં કયો બોધ સૂચિત છે ? કયું આધ્યાત્મિક રૂપક એમાં ગોઠવેલું છે ? મનુષ્યસૃષ્ટિનાં કેવાં કેવાં પાત્રો મનુષ્યેતર રૂપ ધારણ કરી આ નાટકમાં પોતાનો ભાગ ભજવે છે ?

આનો જવાબ તો કવિ પોતે જ આપી શકે. પણ નાટક તપાસતાં એમાં કશુંએ રૂપક વણાએલું નથી એમ જ કહેવું પડશે. અને એ જ એની સવિશેષ સુંદરતા છે.

આજકાલની અભિરુચિ હમેશ માગે છે કે કાંઇક કાંઇક સૂક્ષ્મ ગૂઢવાદ અથવા આધ્યાત્મિક સિદ્ધાંત કાવ્યમાં વણેલો હોવો જોઇએ. એ જેટલો સૂક્ષ્મ અને આછી રીતે વ્યક્ત થએલો હોય તેટલો વધારે સુંદર. સંધ્યાના અસ્પષ્ટ પ્રકાશની પેઠે ગૂઢ અધ્યાત્મનું ઠેકાણે ઠેકાણે સૂચન હોય અને છતાં કશું પકડાય નહિ એ સ્થિતિમાં ચિત્રમાં જે મીઠો ખેદ રહી જાય છે તેના પર આધુનિક અભિરુચિ વારી જાય છે. પણ એ ભૂમિકા કાયમની ટકે એવી નથી. સંસ્કારી સાહાઇ એથીયે આગળ જઇને કેવળ યથાર્થતા જ માગે. વાતાવરણનું લાલિત્ય, ચિત્રનો સમભાવ અને વૃત્તિની તલ્લીનતા એટલું જ હોય તોયે બસ છે. આ નાટકમાં એ જાતનું વાતાવરણ કવિ ઉત્પન્ન કરી શકયો છે કે નહિ એટલું જ આપણે જોવાનું. આમાં અધ્યાત્મનું બીજ ભલે હોય, પણ કવિએ એને અંકુર સરખો ફૂટવા નથી દીધો.

પરોપકારી પ્રપિતામહ જેવા ધીરોદાત્ત વડલાને ઉખેડી

નાખવામાં ઝંઝાવાતે અથવા એના માલેક કાળે શું મેળવ્યું ? શું સાધ્યું ? કેવળ પોતાની શક્તિનો પરિચય ? કુદરતના દેવો સુખ દુઃખ, લાભ હાનિ, સગવડ અગવડ, પાપ પુણ્ય વગેરે વિષે સાવ બેદરકાર હોય છે; સદાચાર કે ઔચિત્યનો એમને ખ્યાલ જ નથી હોતો. એમનો ક્ષોભ અને એમની ક્ષાંતિ એમને મન સરખાં જ હોય છે. બન્ને સ્થિતિમાં એમની મસ્તી સરખી જ તરી આવે છે. એ તો કેવળ શક્તિના પ્રતિનિધિ. રાજા સાથે દોસ્તી ન હોય એમ જૂના અનુભવીઓ કહેતા. તેમ જ કુદરત સાથે પણ દોસ્તી ન હોય એમ આજે આપણે કહી શકીએ. શાંત સમુદ્ર ઉપર મોહિત થઇને વહાણ હંકારીએ તો આપણી ભક્તિ અને અનુરક્તિની કદર કરી દરિયો તોફાની નહિ જ થાય એમ કોણ કહી શકે ? કુદરતના દેવો તુષ્ટ થતા નથી અને રુષ્ટ થતા નથી. એ પોતાની મસ્તીમાં જ રહે છે. તૃપ્તિનાં ભૂખ્યાં માણસોએ જ સુખદુઃખનું શાસ્ત્ર વિસ્તાર્યું છે અને વિષયાસક્ત પરિણામભીરુ માણસે જ પાપપુણ્યનો ભેદ ઉત્પન્ન કર્યો છે. જેની પાસે વિષય નથી તેની પાપ તરફ પ્રવૃત્તિ જ નહિ થાય. તેને પુણ્યનો લોભ પણ ન હોય. કુદરતના દેવો એ ગીતાધર્મનું પાલન કરે છે. हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते। એ જેમની સ્થિતિ, તેમને હાથે (જો એમને હાથ હોય તો !) એકાદ વડલાનું ઉન્મૂલન થયું તોયે શું ? એ તો અલિપ્ત ને અલિપ્ત જ રહેવાના; અને આપણી ભક્તિના અધિકારી ઠરવાના. એમના તરંગી પરાક્રમ આગળ ઔચિત્ય અને સદાચાર ક્ષણે ક્ષણે હણાય

તોયે આપણને એની ચીડ ચડતી નથી. કેમ કે એમનામાં નથી વિલાસિતા, નથી અહંકાર કે નથી આસક્તિ.

એટલી શક્તિની શોભા સ્વયંસિદ્ધ હોય છે; અને એમાં પક્ષપાત કે હેતુ ન હોવાને કારણે સહેજે પવિત્રતા આવી જાય છે. એટલે જ એ કુદરતની શક્તિઓ દેવત્વ પામી શકી. મનુષ્ય-ધર્મ એમને માટે ન હોય.

મનુષ્યેતર સૃષ્ટિનાં કાવ્યો જે યુગમાં રચાયાં તે યુગમાં નૈતિક ઉપયુક્તતા વાદ બહુ પ્રબળ હશે! તેથી એવા કાવ્યમાં સ્વાભાવિકતા અને સુંદરતાનો આગ્રહ ઓછો કરીને નીતિબોધને આગળ કરેલો હોય છે. અને એ બોધની સુગમતા ખાતર કથા-વસ્તુને મારી મચરડીને અમુક રૂપ આપેલું હોય છે. એ જમાનો હવે ગયો. 'આ વાર્તા સાંભળો અને એમાંથી આટલો બોધ ગ્રહણ કરો.' એમ હવે કોઇ કહેતું નથી.

વચમાં એવો કાળ ગયો કે જ્યારે નીતિબોધનું વલોણું કરવાનું લોકોએ છોડી દીધું. દહીંમાં જેમ માખણ દેખાય છે પણ જુદું પડતું નથી તેમ વાર્તામાં બોધ હોય છતાં એ અલગ કાઢેલો નથી હોતો. એ જમાનો ગયો. અને સ્વાભાવિક વર્ણન અથવા કાવ્યમય પ્રસંગ એવી રીતે વર્ણવવા લાગ્યા કે નીતિબોધનું સ્પષ્ટ તો શું પણ અસ્પષ્ટ સૂચન પણ કરવાનું કવિઓએ છોડી દીધું. વાતાવરણની કોમળતાને લીધે અથવા ભાવનાની ઉત્કટતાને લીધે જે કાંઈ ચારિત્ર્યશીલતા ઉત્પન્ન થાય તેટલાથી સંતોષ માનવો.

એ રસિકતાની ઉચ્ચ કોટિ ગણાવા લાગી. અને હવે તો જેવું છે એવું જ વર્ણન આપી છૂટવાથી પણ હૈયું કેમ પીગળી જાય છે એનો અનુભવ થવાથી એના ઉપર જ પૂરો વિશ્વાસ રાખી એને સંપૂર્ણ કાવ્ય તરીકે ઓળખવા લાગ્યા છીએ.

આ પદ્ધતિમાં કવિને પોતાની કૃતિ ઉપર પૂરેપૂરો વિશ્વાસ હોવો જોઇએ. સૃષ્ટિ ચૈતન્યમય છે, પોતાના વિવિધ ભાવોથી સૃષ્ટિ આપણી સાથે સમભાવ સાધે છે, અને બુદ્ધિના સાધનનો ઉપયોગ કર્યાં વગર પોતાનો મૂક બોધ આપે છે એટલો જો આપણો વિશ્વાસ હોય તો સૃષ્ટિને પોતાનું કાર્ય પોતાની મેળે જ કરવા દઇશું. પછી સૃષ્ટિ ઉપર મનુષ્યભાવોનું આરોપણ કરવાનું કામ નહિ રહે. કાવ્યને નામે જૂઠાણું ઉત્પન્ન કરવાનું હોય છે એવી વૃત્તિ પણ ન રહે. આવી સ્થિતિમાં કાવ્ય કાવ્ય મટી સાક્ષાત્કારનું રૂપ પકડે છે. દરેક કવિને અસ્પષ્ટ રીતે અમુક ધન્ય ક્ષણે એ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે. પણ જો એનું જીવન ઉદાત્ત ન હોય તો તે ફરી ફરી એ સ્થિતિમાંથી ઉતરી પોતાના પામર જીવનમાં લીન થાય છે. શ્રેષ્ઠ પિતાની કીર્તિ પર નભનાર પામર પુત્ર જેમ હાસ્યાસ્પદ થાય છે તેમ પોતાની ધન્ય ઘડીની ઉચ્ચ પ્રતીતિની પ્રતિષ્ઠા ઉપર પોતાનું હીન જીવન નભાવનાર કવિ, ચિત્રકાર અથવા ગાયક પોતાનો જ નાલાયક વારસ બની તિરસ્કારને પાત્ર થાય છે.

અસાધારણ સંગીતનો આસ્વાદ ચખાડનાર એક બાળકનો પિતા "આ મારો પુત્ર છે; મેં એને શીખવાડવામાં આટલી મહેનત લીધી છે. મારી કદર કરો; મારા તરફ ધ્યાન દો." એમ જો

કહેતો ફરે તો સમાજ જેમ એનાથી અકળાય, તેમ કલાધર જો પોતાની કલાકૃતિ ઉપર મુગ્ધ થનાર સમાજને હમેશાં અકળાવે અને કહે કે "મારી ખુશામત કરો. મારી ઇજ્જત કરો. મારી હીનવૃત્તિ અને હીનચાળા પણ રૂપાળા છે એમ માની લો." તો તે પોતાના કાવ્યનું, પોતાની કલાકૃતિનું અપમાન કરે છે એટલું જ નહિ પણ પોતાની કાવ્યશક્તિ પણ ગુમાવી બેસે છે.

કવિ કરતાં કાવ્ય ઘણી વાર શ્રેષ્ઠ હોય છે એમ જે લોકો કહે છે તેનું રહસ્ય આ જ છે. કવિની કૃતિ અપૌરુષેય હોય છે એમ કહી કઠોર ધર્મકારોએ કાવ્યને મુક્ત કર્યું છે, અને કવિઓને એમના સ્વાભાવિક સ્થાને રહી જવાનું સૂચવ્યું છે.

જો કવિમાં ઉન્નત જીવનની ધગશ હોય તો પોતાના કાવ્ય સાથે હરિફાઇ કરી અથવા પોતાની કૃતિને જ ગુરુસ્થાને કલ્પી ચડી શકે છે. એ ઇશ્વરની પ્રાર્થના કરશે કે "હે આદિ કવિ! કાવ્યસૃષ્ટિમાં લઇ જઇ કોઇક કોઇક ક્ષણે મને જે પોતાનો સાક્ષાત્કાર તું કરાવે છે, એ સાક્ષાત્કારને લાયક હું બનું એવું પરિવર્તન મારા હૃદયમાં અને જીવનમાં અખંડ થયા કરે એટલું જ હું માગું છું. 'આ કાવ્ય પરથી મારૂં જીવન એટલું જ સુંદર છે એવું અનુમાન બાંધવાની ભૂલ નહિ કરતા' એવી લીન સૂચના સમાજને આપતો ફરૂં એના કરતાં 'આ કાવ્ય એ જ મારો સાધનામાર્ગ છે, આણે જ મારો હાથ ઝાલી મારી પાસે ઉત્તુંગ જીવનયાત્રા કરાવી છે; અને તેથી આ કાવ્યના પિતા તરીકે શરમથી માથું નીચું ઘાલવાની સ્થિતિ રહી નથી.' એમ કહેવાની તક મને આપજે!"

કાકા કાલેલકર.

**સમય:** જ્યારે પ્રકૃતિ અને પ્રાણીમાત્રને વાચા ફૂટી હશે એવા કોઈ વર્ષના ઉતરતા ભાદરવાના કોઈ પણ ચોવીશ કલાક.

**સ્થળ:** સુંદર ગામનું સુંદર પાદર.

લીલા મખમલનો ગાલીચો પાથર્યો હોય એવું ખડ જમીન ઉપર પથરાયું છે. વચ્ચે વચ્ચે ગુલાબી, ભૂરાં અને પીળાં ફૂલોનાં ભરતગૂંથણાં ભર્યાં છે. વચમાં એક વિશાળ વડલો ઉભો છે. વડવાઇઓ વધી વધીને જમીનમાં ઉતરી ગઇ છે. પાસે જ એક ઝરણી ખળખળ વહે છે. પડખે એક ખાડામાં ઝરણીનાં જળ સ્થિર પડ્યાં છે; અને એમાં કમલિનીના અને કુમુદિનીના ડોડવા છે. કાંઠે એક ચંપાનું ઝાડ છે, અને થોડે દૂર સૂર્યમુખીનો છોડ ઉભો છે. વડલાની ઘટા નીચે, વડલાની અવગણના કરતો, ભાદરવા માસના ફાટેલા ભીંડાનો એક છોડ ઉભો છે. તેનાં મોટાં મોટાં પાન વડલાની હાંસી કરતાં ઉપર ઉઘડ્યાં છે. આખું દૃશ્ય વનસ્પતિ-શ્રીથી પથરાઇ પડ્યું છે.

ધીમે ધીમે આકાશમાં ઉઘાડ થાય છે. તારાઓ એક પછી એક ખૂઝાય છે. પૂર્વમાં પ્હો ફાટે છે, અને કમલિની ખીલે છે.

પૂર્વમાંથી કૂકડો ગાતો ગાતો આવે છે.



અમે તો સૂરજના છડીદાર
અમે તો પ્રભાતના પોકાર !....ધ્રુવ૦

સૂરજ આવશે સાત ઘોડલે
અરુણ રથ હાંકનાર !
આગે ચાલું બંદી બાંકો,
પ્રકાશ–ગીત ગાનાર !....અમે૦

નીંદરને પારણીએ ઝૂલે,
ધરા પડી શુનકાર !
ચાર દિશાના કાન ગજાવી,
જગને જગાડનાર !....અમે૦

પ્રભાતનાયે પ્રથમ પ્હોરમાં,
ગાન અમે ગાનાર !
ઊંઘ ભરેલાં સર્વ પોપચે,
જાગૃતિ–રસ પાનાર !....અમે૦

[ વડલા પાસે આવી અટકે છે. ] વડલા ભાભા, વડલા ભાભા! હવે તો જાગો!

વડલો:—

વાહ રે કૂકડાભાઈ! રોજ રોજ ભૂલી જાવ છો શું? ખોળામાં બાળક પોઢ્યું હોય અને માને ઊંઘ આવે કે? મારે તો ડાળીએ ડાળીએ પંખી પોઢ્યાં છે. આખી રાત હું તો તેઓની ઉપર ઝળુંબી રહું છું. મા થયો ત્યારથી એકે મટકું માર્યું નથી.

કૂકડો:—

એ તો તમારાથી જ થાય, વડલા ભાભા! બાકી અમે તો પ્હો ફાટતાં જ નેકી પોકારવાની હોય તોય રાત્રે તો ઘસઘસાટ ઊંઘવાના. અમે સૌથી વહેલા ઉઠનારા ખરા, પણ તમે તો સદાના જાગનારા! [ ઉતાવળો થતાં ]— પણ ક્ષમા કરજો, વડલા ભાભા! હમણાં તો હું જઈશ. સૂર્ય ભગવાનનો રથ આવી પહોંચે એ પહેલાં તો મારે આખી અવનિ ઉપર પ્રભાતિયું ગાતાં ગાતાં ફરી વળવાનું છે. વડલા ભાભા! પ્રભાતવંદન!

વડલો:—

[ આશીર્વાદ આપવા ડાળો નમાવતો ] કલ્યાણ, કૂકડાભાઈ! આવજો.

કૂકડો:—

[ ગાતો ગાતો જાય છે. ]

જાગો, ઉઠો ભોર થઇ છે,
શૂરા બનો તૈયાર !
સંજીવનનો મંત્ર અમારો,
સકલ વેદનો સાર !....અમે૦

[ કૂકડો જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. વડઘટામાં કોયલ જાગી ઉઠે છે. ]

કોયલ:—

[ આશ્ચર્યથી ] અરે ! કેટલો ઉજાસ થઈ ગયો છે ! વડદાદા, વડદાદા ! અત્યાર સુધી ઉઠાડ્યાં નહિ કે ?

વડલો:—

[ વાત્સલ્યથી ] બાળકોને ભરનીંદરમાંથી જગાડતાં શે જીવ ચાલે ?

કોયલ:—

તમે તો એવા ને એવા રહ્યા, વડદાદા ! મોડાં પડશું અને બચ્ચાંઓ માટે પૂરા દાણા નહિ પામીએ તો ?

વડલો:—

[ આછું આછું મરકતો ] વાહ રે કોયલબાઈ ! દાદાનેય બનાવતાં શીખ્યાં ? તમારે વળી બચ્ચાંની શી ચિંતા ?

કાગડીના માળામાં મૂકી આવ્યાં એટલે પત્યું.

કોયલ:—

[ ખોટો રોષ કરતી ] મૂછો વધી વધીને જમીનમાં પહોંચી તોય તમારો મશ્કરો સ્વભાવ ન ગયો, દાદાસાહેબ ! વારૂ. વાતો કરતાં કરતાં વધારે મોડું થશે. ચાલ સૌને ઉઠાડું. [ મોટેથી ટહૂકે છે. ] કૂઊ....ઉ, કૂઊ....ઉ, પંખી-ગણ ! ઉઠો ઉઠો. પ્રભાતની ઉપાસનાનો સમય થઇ ગયો. કૂઊ....ઉ, કૂઊ....ઉ.

પોપટ:—

[ ઉઠીને આળસ મરડતાં ] ભર ચોમાસે તમનેય ઠીક સૂઝ્યું, કોયલબાઈ! કેમ, હજી કોઈ કોઈ આંબે કેરી મળે છે કે ?

કોયલ:—

હાસ્તો; કોઈ કોઈ ઠેકાણે તો મળે જ ને ? [ બીજાં પંખીઓનો કલરવ શરૂ થાય છે. ] અને કોઇ કોઇ વાર ભર ચોમાસેય જો કોયલરાણીનો ટહુકો ન થાય તો ભર્યે પાણીએ ચોમાસું શુષ્ક થઇ જાય ! આખો ઉનાળો ટહૂકયા કરૂં તો બિચારા ચોમાસાનો શો દોષ ?

પોપટ:—

[ દાઢમાંથી–ચાંચમાંથી ] કોયલબાઈ, કેટલું અભિમાન ? જાણે તમને જ ગાતાં આવડતું હશે ! વડદાદાએ તમને વખાણી વખાણીને ડાળીએ ચડાવી દીધાં છે. ઠીક છે;

આજે જોઈ લો મારો ધડાકો. પંખીગણ! તૈયાર છો કે?
ચાલો, ગીત શરૂ કરીએ.

[પોપટ શરૂ કરે છે અને સૌ પંખીઓ તેમાં જોડાય છે. આખો વડલો કિલકિલી ઉઠે છે.]

પંખીગણ:—

અખિલ બ્રહ્માંડના પ્રથમ સર્જનદિને,
શારદાની વીણા શબ્દ સાધે;
એકલો ઉડતો આભથી ઉતરી,
આદિ-પંખી ત્યહીં ગીત લાધે!

અખિલ બ્રહ્માંડના પ્રથમ સર્જનદિને,
શારદાની વીણા શબ્દ સાધે!

પુત્ર વારસ અમે આદિ-પંખી તણાં,
શબ્દ શાશ્વત કલી વિશ્વ ભરતાં!
ગિરિવરે, તરુગણે, ગહન ગૌંહર મહીં,
સાત સાગર પરે કેલિ કરતાં!

અખિલ બ્રહ્માંડના પ્રથમ સર્જનદિને,
શારદાની વીણા શબ્દ સાધે!

કાગડો:—

[ઉતાવળો થતો] ચાલો ભાઇ, ચાલો હવે. આજે તો બહુ જ મોડું થયું. બીજા ઝાડનાં પંખીઓ તો ક્યારનાંય ખેતરોમાં પહોંચી ગયાં હશે!

કાબર:—

હા, હા; ચાલો. કાગડાભાઇ ઠીક કહે છે.

મેના:—

હા, ચાલો ઉડીએ. વડદાદા! બચ્ચાંઓની સંભાળ લેજો.

વડલો:—

કશી ચિંતા નહિ, દીકરી. બચ્ચાંઓને ઉની આંચ નહિ આવે.

કાબર:—

[ ઠાવકું મોઢું કરી ] અને બચ્ચાંઓ, તમે પણ વડદાદાને કૂવરાવતાં નહિ, હો!

કાગડો:—

[ ઉંચો નીચો થતો ] ચાલો ને કાબરબાઇ! તમારી તો પાછી લપ ન ખૂટે. ચાલો ઉડીએ.

પંખીગણ:—

પ્રભાતવંદન, વડદાદા! [ કેટલાંએક પંખી ભર્ર્ર્ ઉડી જાય છે. ]

વડલો:—

[ આશીર્વાદ આપવા ડાળો નમાવતો ] કલ્યાણ, બેટાંઓ! [ બાકી રહેલાં પણ ઉડી જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. ] પંખી વિના મારી ઘટા કેવી સૂની લાગે છે? જાણે

બાળકો વિનાનું ઘર !

[પૂર્વમાં સૂર્ય ઉગે છે. કમલિની અને સૂર્યમુખીનાં મોઢાં મલકે છે. એક કિરણ ગાતું ગાતું પ્રવેશે છે.]

કિરણ:—

ઉગ્યો છે આભમાં મશાલી રે,
એક ઉગ્યો છે આભમાં મશાલી.
આપું હું પાંદડાંને તાલી રે,
સરી આપું હું પાંદડાંને તાલી.

સૂરજ પ્રભુની હું તો આંગળી સુનેરી,
પોપચાં ઉઘાડું પ્રભાતનાં;
પાંદડે પાંદડે દીપ પ્રગટાવું (૨)
ચૂમું ચંબેલડી સુંવાળી રે....એક૦

ઝરણી:—

[ વચમાં, સરોષ ] કિરણરાય, આ જ તમારો ન્યાય કે ? વડલાને પાંદડે પાંદડે દીવા પ્રગટાવ્યા; અને મારી કમલિનીએ તમારા એ મશાલીના વિરહમાં આખી રાત આંસુ સાર્યાં તોય તેને સંભારી પણ નહિ ?

કિરણ:—

[સાંભળ્યું ન હોય તેમ]

ઝરણીના અંકમાં મદભર નાચે,
સવિતા પ્રભુની એક રાણી.

છે. પ્રેમીનો સંદેશો સાથી પાછળ હોય એ પ્રીતિની રીતિની એ બિચારીને સ્મૃતિ ક્યાંથી રહે? હોય એ તો; ચાલો હું જાઉં. ચાર પ્રહરમાં તો મારે ફૂલડે ફૂલડે અડી આવવાનું હોય છે. કમલિની દેવી! દેવ માટે કાંઇ સંદેશો?

કમલિની:—

[ શરમાઇને ] શું કહું?

કિરણ:—

એ બે શબ્દોમાં તો તમે આખું બ્રહ્માંડ બોલી નાખ્યું, બ્હેન! હું બધું પહોંચાડીશ. પ્રણામ, દેવી! [ સૂરજ ઉંચે ચડે છે, અને કિરણ સરવા લાગે છે. ]

સૂર્યમુખી:—

[ સૂર્યના ફરવાની સાથે મોઢું ફેરવતું ] કિરણરાય! સવિતા-પ્રભુને ભક્તની વંદના પહોંચાડશો?

કિરણ:—

જરૂર, જરૂર; કેમ નહિ? પ્રણામ, વડલાભાઇ! ફરી કાલે મળશું.



વડલો:—

કાલની કોને ખબર છે? આવજો, કિરણરાય! [ કિરણ અદૃશ્ય થાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. ]

ઝરણી:—

[મલકતી, સૂર્યમુખીની ટોળ કરતી] પુષ્પરાજ ! સવિતાએ મારી કમલિનીને સોને મઢી, મને રૂપે નવરાવી અને વડદાદાની-ઘટામાં દીપમાળ પ્રગટાવી; તોય તમારી તરફ તો એક નજર સરખી પણ ન કરી ?

સૂર્યમુખી:—

કાંઇ નહિ, ઝરણીબ્હેન ! મને એવી આશા જ નથી થતી.

ઝરણી:—

તમે તો બહુ શરમાળ, સૂર્યમુખી ! મારી જેમ મોઢે ચડીને માગી લો તો શું ન મળે ?

સૂર્યમુખી:—

[ટોળ કરતાં] એ તો સાસુને શોભે ! ભક્ત અને પ્રેમીનો ભેદ તમે ભૂલો છો, ઝરણીબ્હેન ! ભક્તને મન સામ પ્રેમની અપેક્ષા નથી હોતી. ભક્તો તો પ્રભુ તરફના પોતાના પ્રેમથી જ ભરેલા હોય છે. પ્રેમી પ્રતિપ્રેમ વિના કરમાઇ જાય, બ્હેન ! હું તો ભાસ્કરનું ભક્ત રહ્યું.

ઝરણી:—

[પોરસથી] એ તો તમે એવા ! બાકી અમે કાંઇ વ્યાજ વિના નાણાં ધીરીએ એવાં નથી તો ! પ્રેમ તે કાંઇ નિર્વ્યાજ હોતો હશે ? મારી કમલિનીને જો એ વિસરે તો હું એની સામે પણ ન જોઉં.

વડલો:—

એ ગમે તેમ હો. બાકી અપેક્ષા વિનાનો પ્રેમ મ્હેં પણ જોયો જાણ્યો છે.

કમલિની:—

[ આશ્ચર્યથી ] એમ ?

ભીંડો:—

[ ઠેકડી કરતો ] ત્યારે વાત તો કરો, વડલાભાઇ !

વડલો:—

મારા ભાઈનું નામ તમે જાણો છો ?

ચંપો:—

ના.

વડલો:—

નથી જાણતા ? કેવું આશ્ચર્ય ? મારા ભાઇનું નામ વસંત !

ચંપો:—

વસંત ? વસંત તો મારો ભાઈ, વડલાભાઈ !

વડલો:—

વસંત તમારો, મારો અને આપણી જેવાં અસંખ્ય તરુઓનો ભાઈ થાય.

કમલિની:—

[ અધીરી થતી ] હા; પણ તેનું શું થાય છે ? વાત તો

ચંપો:—

[જ્ઞાનગૌરવથી] એટલીયે ખબર નથી? ગયે વરસે તો વસંતે વડદાદાને ત્રાંબાનાં પાન ડાળીએ ડાળીએ પ્રગટાવ્યાં હતાં. સવારે સૂર્યપ્રભુની સામે એવાં ખીલખીલ હસે, એવાં હસે! જાણે માણેક ચળકતાં ન હોય! આ વખતે શું આપે છે તે જોવાનું છે.

વડલો:—

અને ચંપકરાય, તમને વસંતરાયે કશું જ નહોતું આપ્યું, નહિ? સોનાનાં પાન અને ઉષાવર્ણાં ફૂલ તો કોઇ બીજા જ ઝાડને આપ્યાં હશે!

ચંપો:—

પણ એમ હું ક્યાં કહું છું કે મને એમણે કશું જ નહોતું આપ્યું? ચંબેલીનેય ધોળાં ધોળાં ફૂલ પ્રગટાવ્યાં હતાં. એમ તો વસંતભાઈ પક્ષપાત વિના વીરપસલીમાં આખી પ્રકૃતિ ઉપર છૂટે હાથે સૌંદર્ય વેરે છે. પણ....પણ મારે એ શા ખપનું? [ગમગીન થાય છે.]

ઝરણી:—

ઓચિંતા ગમગીન કેમ થઇ ગયા, ચંપકરાય? [સૌ વિમાસણમાં પડે છે.]

કમલિની:—

[થોડી વારે] હું સમજી ગઇ. હું નહિ સમજું તો બીજું કોણ સમજશે? [ચંપાનાં ફૂલોની સુવર્ણવર્ણી પીળાશ ઉપર પીડાની આછી રતાશ પથરાય છે.]

ભીંડા:—

[ફુંગરાતો] જવા દો, જવા દો તમારી વાતો. કહો, આ વખતે વસંત ક્યારે આવશે? મને કોઈ વખત કશું નથી આપતા. આ વખતે તો બધી વીરપસલીઓનું સાટું લેવું છે.

વડલો:—

[હસતો] ભીંડાભાઇ! એ આવશે એ પહેલાં તો તમે શૂન્યસ્વરૂપ પામ્યા હશો!

ભીંડા:—

[ક્રોધથી નસ્કોરાં-ભીંડાની શીંગો ફૂલાવતો] બસ કરો વડલાભાઇ! કેવું અભિમાન? જાણે અમે મરી જવાના અને તમે અમ્મર તપવાના! તમને તમારી મોટાઇનું ગુમાન છે. પણ તમને આટલું વધતાં સો વર્ષ લાગ્યાં, જ્યારે હું આટલું તો એક માસમાં વધી ગયો. તમારી ઉંમરે તો હું આભને ટેકો દઇશ. વળી મારાં પાન પણ કેવાં મોટાં છે? વડલાભાઈ, તમે હવે મહેરબાની કરી ઉગતી પ્રજા માટે જગ્યા કરો. હું અહીં નથી સમાતો.

તમે દૂર ખસો. તમે મારી પ્રગતિ રોકી રહ્યા છો!

વડલો:—

[ જાણકારનું હાસ્ય હસતો ] જરૂર, જરૂર, ભીંડાભાઈ! મારે અહીંથી ખસીને તમને જગ્યા આપવી જ જોઇએ. પણ સો વર્ષનું જૂનું રહેઠાણ એમ એકાએક છોડું તો મને આઘાત થાય. ભીંડાભાઇ! માત્ર એક જ માસની મને મહેતલ આપશો? આ ભાદરવો તો પૂરો થવા આવ્યો; આસો માસ આથમશે એવો હું તમારે માટે જગ્યા કરવા અહીંથી ખસી જઈશ. અને કુદરતને જ જો તમારી પ્રગતિ સાધવી હશે તો તો હવે હું ખૂબ વૃદ્ધ થયો છું. કાલની કોને ખબર છે!

ભીંડો:—

[ કૃપા કરતો હોય તેમ ] કબૂલ છે. પણ એક મહિના પછી તો જવું જ પડશે.

ચંપો:—

[ હસતો ] હા....હા....હા! ભીંડાભાઇ! તમે તો બહુ કરી!

ઝરણી:—

[ હસતી ] ખળ....ખળ....ખળ! ભીંડાભાઇ! પૂરા બન્યા તમે તો!

ભીંડો:—

[ ભવાં સંકોરતો ] કેમ એલાંઓ હસો છો ?

ઝરણી:—

[ સહેજ કડકાઇથી ] ભીંડાભાઇ ! નાને મોઢે બહુ મોટી વાતો ન શોભે. ભાદરવો ઉતરશે ત્યાં તો તમે ખલાસ થઈ ગયા હશો. મારે કાંઠે તો તમારા જેવા હજારો ભીંડાઓ ઉગી ગયા અને ઉખડીયે ગયા ! વડદાદાનું આવી રીતે અપમાન કરતાં શરમ નથી આવતી ? સો સો વર્ષ સુધી ધરતીને છાંયડો દીધો એ સેવાનું આ ફળ ?

વડલો:—

[ દયાથી ] ઝરણી ! જવા દે એને. બાળક છે હજી !

ભીંડો:—

[ અપમાનથી કંપતો ] બાળક ? હું બાળક ? વડલાભાઇ ! તમારા શબ્દો પાછા ખેંચી લો ! ગમે તેવો તોય તમારી માફક લળી લળીને સલામ બજાવતો નથી ! મારૂં માથું તો ટટ્ટાર છે અને રહેશે. તમારી ડાળીઓ ? કેવી ખુશામત કરવા ઝૂકી પડતી ! અને તમારાં પાંદડાં ? કેવાં નાનાં નાનાં ! જેવું તમારૂં મન એવાં તમારાં પાંદડાં ! અને મારાં પાંદડાં તો મહાશય પ્રભુને પણ આહ્‌વાન આપતાં કેવાં મોઢું ફાડીને ઉભાં છે ?

વડલો:—

[ સહેજ ચાટી જાય છે, પણ સજ્જનતા ન છોડતાં ] નમ્રતા અને ખુશામતમાં ફેર છે, ભીંડાભાઇ ! પણ જવા દો એ વાત. વીરનાં તો પ્રસંગ આવ્યે પારખાં હોય !

ચંપો:—

[ તિરસ્કારની ભીંડા સામે હસતો ] નાદાન છો હજી, નાદાન !

[ ભીંડો મનમાં બળી રહે છે. સૂર્ય મધ્યાન્હે ચડે છે. થોડી વાર શાંતિ પથરાય છે. ]

વડલો:—

આજે તો વાતોમાં જ સમય વીતી ગયો. સવિતાદેવે હવે તો મધ્યાકાશે રથ થંભાવ્યો. [ એકી ટશે સૂર્યને જોઇ રહેલા સૂર્યમુખીને જોઇને ] સૂર્યમુખી ! એક મટકું પણ માર્યા વિના આમ ને આમ કયાં સુધી સવિતાને જોઈ રહેશો ?

સૂર્યમુખી:—

[ મુખ ન ફેરવતાં ] ભગવાન સવિતાદેવની આ યાત્રા પૂરી ન થાય ત્યાં સુધી.

વડલો:—

એ તો તમારાથી જ બને, સૂર્યમુખી ! તમારી ભક્તિ અનન્ય છે. [ ફરી શાંતિ છવાય છે. પશ્ચિમમાં નજર નાખીને ] એ.... આવે ભતવારી ! થાકયાપાકયા ગોવાળીઆને

વિસામો લેવાનો સમય થઈ ગયો લાગે છે.

ભતવારી પ્રવેશ કરે છે. સેંથડે સિંદુરઃ આંખમાં આં-જણઃ નાકમાં નથડીઃ હાથમાં કડલાંઃ પગમાં ઝાંઝરઃ ઘેરવાળો ઘાઘરો અને કસુંબલ ચુંદડીઃ માથે મહીની મટુકી અને ભાતની પોટલીઃ ગાતી નાચતી આવે છે.

ભતવારીઃ—

ગોધણ ધણીની ભતવારી રે,
હું ગોધણ ધણીની ભતવારી;
આંબો ને હું પ્રેમ–ક્યારી રે,
પતિ આંબો ને હું પ્રેમ–ક્યારી.

સેંથડે સિંદુરઃ પ્રેમનાં આંજણ,
આંજ્યાં આંખે ભતવારી;
ઢેલડી જેવી હું થનથન નાચું,
આવ ને મોરલા રબારી રે....હું૦

[ મોરલો પ્રવેશ કરે છે. ]

મોરલોઃ—

ભતવારીબાઈ, એ કડી ફરી ગાશો ? કાંઇ અમારે વિષે છે ? ઢેલરાણીને કેમ સંભારવાં પડ્યાં ?

ભતવારીઃ—

[ નાચતી નાચતી મોરલાની ડોક પંપાળતી ] સૌંદર્યપંખી ! –એ મોર તો મારો છોગાળો, અને ઢેલરાણી હું પોતે !

તમારૂં અનુકરણ કરવાનું કોને ન ગમે? પણ ઠીક, તમારે એ કડી ફરી સાંભળવી છે ને? સંભળાવું. પણ એક શરતે – મારી સાથે નાચવું પડશે.

મોરલોઃ—

કબૂલ!

ભતવારીઃ—

[ગાવા-નાચવાનું શરૂ કરે છે. મોરલો કળા કરીને સાથે નાચે છે.]

સેંથડે સિંદુર: પ્રેમનાં આંજણુ,
આંજ્યાં આંખે મતવારી;
ઢેલડી જેવી હું થનથન નાચું,
આવ ને મોરલા રબારી રે....હું૦

રૂમઝુમ રૂમઝુમ ઝાંઝર ઝમકે,
ભાલે શી સ્નેહની સિતારી;
ખેતર ખુંદીને કંથ થાકીને આવે,
દેખે ત્યાં થાક દે વિસારી રે....હું૦

હળવે ઉતારી ભાત મહીડાં પરીસું,
ફૂલડાંની પાથરૂં પથારી;
કંથડને કાજ ઘર રેઢું મૂકીને,
આવું શીમે દાડીદાડી રે....હું૦

[ઓચિંતી અટકી] અરે! હજી કેમ નહિ આવ્યા હોય? વડદાદા! હજી કેમ નહિ આવ્યા હોય?

વડલો:—

મારા છાંયા તળે બેસી જરા રાહ જોઈશ તો હમણાં આવી પહોંચશે, દીકરી !

ભતવારી:—

ના, ના; હું બેસીશ નહિ. એ આવે ત્યાં સુધીમાં ચંપાભાઇ પાસેથી થોડાં ફૂલ લઇ આવું. વડલાદાદા ! આ મારી મહીની મટુકી સાચવજો.

વડલો:—

કાંઈ ચિંતા નહિ, દીકરી ! મારા થડ પાસે મૂક. પંખીઓ બધાં ઉડી ગયાં છે એટલે કોઇ બોટશે પણ નહિ.

[ગોવાલણી વડલાના થડ આગળ મટુકી અને પોટલી મૂકી ચંપા તરફ જાય છે.]

મોરલો:—

બ્હેન ! હું જઇશ. મારૂં આ એક પીંછું લ્યો. મારા બનેવીને છોગલે ખોડજો. [મોરલો એક પીંછું ખેરી ચાલતો થાય છે.]

ભતવારી:—

આવજો, ભાઇ ! [ચંપા પાસે જઇને] બ્હેનની એક માગણી પૂરશો, ચંપાભાઇ ?

ચંપો:—

માગો બ્હેન ! જે માગો તે આપું.

ભતવારી:—

થોડાં ફૂલ........

ચંપો:—

[વચમાં જ] થોડાં શું, બધાં જ લઈ જાવ ને? મારે શા કામનાં છે? મારે તમારી જેમ કોઈ ગોવાળીઓ નથી તો! ભ્રમરરાયે શાશ્વત રૂસણાં લીધાં છે!

ભતવારી:—

ના ના, ચંપાભાઈ! બધાંને મારે શું કરવાં છે? થોડાં જ આપો. [ચંપો થોડાં ફૂલ ખેરે છે. ભતવારી તે વીણી વડલાના થડ પાસે જાય છે. ચાકળો પાથરી થોડાં એની ઉપર વેરે છે. તાંસળીમાં દૂધ ચોખા અને સાકર ભેળે છે.] વડદાદા! સહેજ ઉંચી ડોક કરી નજર તો નાખો. કેટલે દુર છે?

[ખભે ડાંગ નાખી ગોવાળીઓ આવે છે.]

ગોવાળીઓ:—

આ આવ્યો. બહુ ઉતાવળી! રંભા ગાવડી ભાગી ગઈ'તી તે ગોતતાં સે'જ મોડું થયું.

ભતવારી:—

[ખોટો રોષ કરતી] તમને તો ખરે બપોરે પણ નિરાંત નહિ.

ગોવાળીઓ:—

શું કરૂં? તું પોતે જ કહે ને? [એમ બોલતો ચાકળા

ભતવારીઃ—

લ્યો આ તમારી પાઘડી. સાંજે વહેલા આવજો. [ ભતવારી પાઘડી આપે છે. ]

ગોવાળીઓઃ—

[ પાઘડી લેતો ] ઠીક. [ જાય છે. ]

ભતવારીઃ—

ઠીક, વડદાદા ! હવે હું પણ જાઉં. ઘરે છોકરૂં રોતું હશે.

વ્હાલમને છોગલે ગૂંથું ચંબેલડી,
 પીંછાં ગૂંથું હું સમારી;
જોઈ જોઈને એ મુખ રળિયામણું,
 હૈયામાં ઉડતી ફુવારી રે....હું૦

[ ગાતી નાચતી જાય છે. ]

વડલોઃ—

[ થોડી વાર ગોવાલણી તરફ જોઇ રહીને ] કેવું સુખી જોડું !

ઝરણીઃ—

જાણે મોરલો અને ઢેલડી !

ચંપોઃ—

[ અદેખાઇથી ] એ હોય તે સુખી થાય જ ને ?

[ થોડી વાર શાંતિ પથરાય છે. હંસોનું એક ટોળું ઉડતું ઉડતું આવી વડલા ઉપર વિસામે છે. ]

ઉપર બેસે છે. પાઘડી ઉતારી ગોવાલણીને આપે છે. ખાવાનું શરૂ કરે છે. ગોવાલણી પાઘડીના છોગામાં ફૂલ અને પીંછું ગૂંથે છે. ] વડદાદા ! તમારી છાયા છે તો રોજ આમ નિરાંતે બેસીને જમવા પામીએ છીએ. તમારો ઉપકાર કેમ ભૂલાય ?

વડલો:—

એમાં શું ?

ઝરણી:—

એમનો જન્મ જ તપેલાંને છાંયો આપવાને છે.

ગોવાળીઓ:—

એ તો એમના મોટા મનનો પ્રતાપ છે ! [ ગોવાલણીને ] પાણી તો લાવ.

[ ભતવારી ઝરણીમાંથી પાણી લઈ આવે છે. ]

વડલો:—

ગોવાળીઆભાઇ ! જો વધે તો એક બટકું રોટલો અહીં નાખતા જજો. મારી ખિસકોલીને ખાવા કાંઈ જોઈએ ને ?

ગોવાળીઓ:—

હા, એમાં શું ? [ એક ટુકડો ફગાવે છે. ખિસકોલી કિચકિચ કરતી આવીને તે ઉપાડી જાય છે. ગોવાળીઓ પાણી પીને ઉભો થાય છે. ]

ભતવારી:—

લ્યો આ તમારી પાઘડી. સાંજે વહેલા આવજો. [ ભતવારી પાઘડી આપે છે. ]

ગોવાળીઓ:—

[ પાઘડી લેતો ] ઠીક. [ જાય છે. ]

ભતવારી:—

ઠીક, વડદાદા ! હવે હું પણ જાઉં. ઘરે છોકરૂં રોતું હશે.

વ્હાલમને છોગલે ગૂંથું ચંબેલડી,
પીંછાં ગૂંથું હું સમારી;
જોઈ જોઇને એ મુખ રળિયામણું,
હૈયામાં ઉડતી ફુવારી રે....હું૦

[ ગાતી નાચતી જાય છે. ]

વડલો:—

[ થોડી વાર ગોવાલણી તરફ જોઇ રહીને ] કેવું સુખી જોડું !

ઝરણી:—

જાણે મોરલો અને ઢેલડી !

ચંપો:—

[ અદેખાઇથી ] એ હોય તે સુખી થાય જ ને ?

[ થોડી વાર શાંતિ પથરાય છે. હંસોનું એક ટોળું ઉડતું ઉડતું આવી વડલા ઉપર વિસામે છે. ]



ઝરણી:—

વડલાભાઇ ! તમને તો એક ઘડીની નવરાશ નહિ. એક જાય ત્યાં બીજો, અને બીજો જાય ત્યાં ત્રીજો તો તૈયાર જ !

વડલો:—

અને તમને પણ ક્યાં જંપ છે, ઝરણી બ્હેન ? આટલાં વર્ષોથી તમને જોઈ રહ્યો છું પણ કદિ તમારાં જળ જંપતાં નથી. કેવી સુખી જીંદગી !

ઝરણી:—

ડાહ્યાઓ કહે છે કે વહેતો પ્રવાહ સારો.

વડલો:—

પણ આપણે આપણી વાતોમાં નવા અતિથિઓને વિસરી ગયાં ! [ હંસોને ] માનસવાસીઓ ! ક્યાંથી આવો છો ?

રાજહંસઃ—

આમ દૂર દૂર દક્ષિણમાંથી.

વડલોઃ—

અને ક્યાં ચાલ્યા ?

રાજહંસઃ—

બીજે ક્યાં ? માનસ સરોવર.

વડલોઃ—

આજની રાત મારે ઘરે મુકામ કરશો ? મારાં પંખીઓ તમને જોઇને ખૂબ ખુશ થશે.

રાજહંસઃ—

અમે તો પ્રવાસી પંખીડાં, વડદાદા ! માનસસર સિવાય અમારે મુકામ ન હોય. બાકી તો વને વને ગાતા ફરીએ એટલું જ.

વડલોઃ—

તમારામાંથી કોઈ તરસ્યા હશો. ઝરણી બ્હેનને પોતાનાં જ ગણજો. [ કેટલાક હંસો ઉડીને ઝરણીને કાંઠે ઉતરે છે. ]

ઝરણીઃ—

હંસરાજ ! તમારા માનસસર જેવાં મારાં જળ મીઠાં તો નહિ હોય. પણ જેવાં છે તેવાં તમારી સેવામાં અર્પણ છે. [ હંસો પાણી પીને વડલે જઈ બેસે છે. ]

રાજહંસ:—

વડદાદા ! તમારા આશ્રય માટે ઉપકાર. હવે અમે ઉડીશું.

વડલો:—

આવ્યા શું અને જશો શું ?

રાજહંસ:—

અમે તો જેમ વહેલા જઈએ તેમ સારૂં. ક્યાંય પ્રીતિ બંધાય તો અમારૂં માનસ રૂઠે. ચાલો હંસવૃન્દ, ઉડીએ.

હંસવૃન્દ:—

દરિયાના બેટથી ઉડ્યાં અમે તો,
હીમાળા ડુંગર જાવાં જી !
સાત સાત સમદર ઉડી અમારે,
માનસ સરમાં નાવાં જી !
લૂમે દાડમડી ને ઝૂમે જમરૂખડી,
મોતી માનસનાં ખાવાં જી !
વન વન શોવતી વેરે પાંખડલી,
સરનાં પંકજડાં હસાવાં જી !
જગના પ્રવાસી અમે ઉડતાં પંખીડલાં,
માનસ મરવા જાવાં જી !
આભ ચીરીને અવનિ ઉભરાવી,
છેલ્લાં કો હંસગીત ગાવાં જી !

[એક તરફથી હંસો ગાતા ગાતા ઉડી જાય છે. અને બીજી તરફથી નિશાળીઆઓ ગાતા ગાતા આવે છે.]

નિશાળીઆઓ:—

દોસ્તો દફ્તર પાટી મેલો,
વડલે જઇને કૂદો ખેલો !

માસ્તર આવે મોડા જાણે,
કોઠી દડતી જાય !
મૂછો મોટી ઝાડ–ઝાંખરાં,
શબ્દ મહીં અટવાય....દોસ્તો૦

ગોળ પાઘડી માથે મેલી,
પતકાળા શું પેટ;
ખોટું પડતું સહેજ પલાખું,
છુટ્ટી ફેંકે સ્લેટ....દોસ્તો૦

ખુરશી ઉપર ખાય બગાસાં,
ઝબાક ઝોકાં મારે;
મરઘાં જેવી આંખ ફાડતા,
હસીએ તો ફટકારે....દોસ્તો૦

વડલો:—

[પટાવતો] પણ છોકરાઓ ! તમને માસ્તર હેરાન કરે એટલે તમે મને હેરાન કરો એ કયાંનો ન્યાય ? ગઈ કાલે મારી કેટલી વડવાઇઓ ખેંચી કાઢી ? માસ્તરને

મળવા દો, તમારૂં બધુંય પોગળ ખુલ્લું કરૂં !

નિશાળીઆઓ:—

દાદાજીની મૂછ તાણવી,
અમ અધિકાર ગણાય;
વડલાદાદા થવું સહેલ ના,
ખેંચીશું વડવાઇ....દોસ્તો૦

વડલો:—

[ખડ ખડ હસતો] ઠીક, ઠીક. પણ આજે સહેજ જાળવીને રમજો હો ! [ગંભીર થઇ સમજાવતો] ગઇ કાલે તમે કાબરનો માળો વીંખ્યો એટલે બિચારીએ આખી રાત રોયા જ કીધું. આજે એવું ન કરતા, હો !

પહેલો નિશાળીઓ:—

તમે માસ્તરને અમારી વાત નહિ કરો તો અમે કાંઈ નહિ કરીએ.

વડલો:—

[પંપાળવા ડાળો નમાવતો] માસ્તરને તે કાંઇ કહેવાતું હશે ! એટલી ગમ્મતેય ન સમજ્યા ? પણ શરત બરત નહિ; તમને ઠીક લાગે તો કરજો અને ઠીક ન લાગે તો ન કરતા.

બીજો નિશાળીઓ:—

ઠીક, વડદાદા ! હવે ડાળીઓ સહેજ નીચી નમાવો.

દોસ્તો, ચાલો રમત શરૂ કરીએ. [ બે છોકરાઓ સિવાયના સૌ ચડવા જાય છે. ]

છેલ્લો નિશાળીઓ:—

[ ચમકીને ] એલા ભાગજો ! હાથમાં આંકણી લઇને જો.... પણે કોઠી દડતી આવે ! ભાગજો. [ છોકરાઓ ટપોટપ નીચે પડીને ભાગવા લાગે છે. ]

ત્રીજો નિશાળીઓ:—

હવે આપણે આપણી જગ્યા બદલાવવી પડશે. હવેના માસ્તરોય જાણતા થઇ ગયા લાગે છે કે છોકરાઓ નિશાળે ન હોય તો વડલે તો મળવાના જ ! [ બધા ભાગી જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. ]

વડલો:—

હવે સાંજ પડી અને પંખીઓને આવવાનો વખત થયો. બિચારાં થાકયાંપાકયાં આવશે અને પોતાનાં બચ્ચાંઓને માળામાં સુરક્ષિત જોશે ત્યારે કેવાં ખુશ થશે ! ઝરણી-બહેન ! પોતે સુખ સાણવા કરતાં બીજાંને સુખી જોવામાં તમને વધારે આનંદ ન આવે ?

ઝરણી:—

વડલાભાઇ ! તમારે તો મોટું પેટ. અમે તો સાંકડા પેટવાળાં રહ્યાં. આજે આટલાં વર્ષોથી એક ચીલામાં વહ્યા કરૂં છું; હવે કાંઇ સ્વભાવ બદલી શકાય છે ?

[ કાગડાનું ટોળું આવે છે. ]

કાગડાઓ:—

કા....કા....કા. નારે, ના. ભૂલ થઇ. દા....દા....દા. વડદાદા ! કુશળ ?

વડલો:—

હા, બચ્ચાંઓ ! પણ દાણા તો મળ્યા ને ?

કાગડો:—

અરે, દાણાથી તો ખેતરો લચી પડે છે. વડદાદા, એ કોનાં ?

વડલો:—

ખાય તેનાં. [બીજાં પંખીઓ ઉડતાં ઉડતાં આવી વડલા ઉપર બેસે છે.] કેમ, બધાં આવી ગયાં ? સૌ કુશળ ?

પંખીગણ:—

હા, દાદાજી ! અમારાં બચ્ચાં તો સહીસલામત લાગે છે.

વડલો:—

કેમ ન હોય ?

[ સૂરજ અડધો ડૂબે છે. કિરણ પ્રવેશે છે. ]

કિરણ:—

વિદાય, વડલાભાભા ! પ્રણામ, કમલિનીદેવી ! તમારો સંદેશો મેં સૂર્યપ્રભુને પહોંચાડ્યો છે.

કમલિની:—

નારાયણને કહેજો કે કમલિનીને મન બ્રહ્માંડભરમાં એક જ દર્શનીય છે. બીજા કોઈનું એ મોઢું પણ જોતી નથી.

કિરણ:—

એ પ્રીતિનો બદલો આવતી કાલે સવારે સૂર્યનારાયણ આપશે. હમણાં તો અમારૂં રાજ્ય આથમે છે. ચાલો, પ્રણામ.

[ સૂર્ય પશ્ચિમ સાગરમાં ડૂબે છે. કિરણ અદૃશ્ય થાય છે. કમલિની કરમાઈ ઝોંપી જાય છે. ]

બપૈયો:—

પંખીગણ! સૂર્યનારાયણ તો આથમી પણ ગયા. આપણે સાયંપ્રાર્થના કરીને પછી જ માળાઓમાં જઇએ.

સૂડો:—

હા, એ જ બરાબર છે. કોણ શરૂ કરશે ?

બપૈયો:—

હું જ.

મેના:—

ચલાવો ત્યારે, બપૈયાભાઈ!

[બપૈયો શરૂ કરે છે ને સૌ તેમાં જોડાય છે.]

પંખીગણ:—

મોતીની મૂઠ શાં ડૂંડાં હીલોળતાં,
ખેતરો કૈં કૈં દીઠાં જી રે!

હૈયે છલોછલ હૈયાં ઉછાળતી,
નદીઓનાં નીર લાગે મીઠાં જી રે!

રાતે પંખીડલાંને સૂવાને ઢોલીઆ,
વન વન વડલા ઉભા જી રે!

આભની અટારીએ ચોકી કરંતા,
નવલાખ તારલા સુબા જી રે!

પંખીને આમ રોજ પ્રેમથી પાળતી,
કુદરત-પંખિણી કોઈ મોટી જી રે!

ભોળાં વિહંગડાનાં, મોટી પંખિણીમાત!
વંદન સ્વીકારજે કોટિ જી રે!

વડલો:—

ચાલો, પંખીગણ! હવે સૂઇ જાવ. રાત પણ પડી અને તમારા નવલખ સુબેદારો પહેરે પણ ચડી ચૂકયા છે. [ સહેજ અચકાતાં, થોડી વારે ] પણ.... પણ આજે મને આ શું થાય છે? તમારાથી વિખૂટા પડતાં આજે આ આંચકો કેમ અનુભવું છું? [ થોડી વારે ] કાંઇ નહિ, કાંઇ નહિ. સૂઇ જાઓ, બચ્ચાંઓ!

પંખીગણ:—

વંદન, વડદાદા! સવારે વહેલાં ઉઠાડજો.

[ પંખીઓ માળામાં જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. તારાઓ ગીત શરૂ કરે છે. ]

તારાગણ:—

સંધ્યા આવી પૂરે કોડિયાં,
આભ અટારી શણગારે;
વિભાવરી શરમાતી આવી,
નવલખ જ્યોતિ પ્રગટાવે !
ચાર દિશાના વાયુ વાય;
થરથરે પણ નવ બૂઝી જાય !

અંબર ગરબો માથે મેલી,
આધા જગમાં રાસ રમે !
નવલખ તારા છિદ્રો એનાં,
મીઠાં મહીંથી તેજ ઝમે !
વ્યોમ તણેયે પેલે પાર,
જ્યોત ઝબૂકે જગઆધાર !

શુક્ર:—

વડલાભાઈ ! હવે તો રાત જામવા લાગી. હું જઈશ. વહેલા પ્રગટે તે વહેલા આથમે ! પ્રણામ.

વડલો:—

આવજો, શુક્રભાઈ !

[ શુક્ર આથમે છે. પૂર્વમાં ચંદ્ર ચડે છે. કુમુદિની ખીલીને હાસ્ય વેરે છે. ]

તારાગણ:—

જય હો, જય હો ! ઉડુગણપતિનો.

કુમુદિની:—

દેવનો જય થાઓ.

ચંદ્ર:—

કુમુદિની !—[ આગળ નથી બોલતો. ]

કુમુદિની:—

દેવ !—[ આગળ નથી બોલતી. બન્ને ત્રાટક માંડે છે, અને મૌન રહે છે. ]

દેવયાનિ:—

વડલાભાઇ ! આભ પણ એક વિશાળ વડલો છે, અને અમે તારાઓ એના ટેટા છીએ. [ વડલો હસે છે. ] વડલાભાઇ ! તમે સાવ નાના હતા ત્યારે હું તમને મારી આંખો પટપટાવી હસાવતો. હું દેખાઉં છું તો નાનો, પણ વડલાભાઇ ! અગણિત ચોમાસાં ગાળ્યાં છે.

મંગળ:—

અને હું મારી લાલ આંખથી તમને ખોટું ખોટું ડરાવતો, વડલાભાઇ !

ગુરુ:—

અને હું તો તમારા પિતાને પણ ઓળખું છું, વડલા-ભાઇ ! તમે છો તેની પૂર્વમાં સો ગાઉ ઉપર પહેલાં એક વડલો હતો. કોઈ પંખી તેનો એક ટેટો લઇ આવી

અહીં ફેંકી ઉડી ગયું !

શ્રવણ:—

અને પછી એમાંથી એક ફણગો ફૂટ્યો.

વડલો:—

અને પછી એને સો વર્ષો વીતી ગયાં, અને હું મોટો થઈ ગયો. પણ તમે, મંગળભાઇ ! એવડા ને એવડા જ કેમ રહ્યા ?

મંગળ:—

વડલાભાઈ ! મારી પાસે આવો તો મારા કદની ખબર પડે. તમારી ધરણીમાતાની સરસાઇ કરૂં એવો છું, હો !

વડલો:—

શ્રવણભાઇ ! તમે પણ મારૂં નાનપણ જોએલું, એમ ? માતાપિતાને કાવડમાં બેસારી તમે સો વર્ષથી નીકળ્યા છો તોય તમારી જાત્રા હજી પૂરી થઈ નથી ?

શ્રવણ:—

સો વર્ષ શું, તમારી કલ્પનામાં પણ ન આવે એટલા કલ્પોથી મેં યાત્રા શરૂ કરી છે. અને હજીયે અસંખ્ય કલ્પોએ એ પૂરી નહિ થાય. વડલાભાઇ ! અમારી તો અનંત યાત્રા. પણ હવે તો મધરાત થઇ ગઈ, વડલાભાઇ ! હું જઇશ; પ્રણામ ! [શ્રવણ આથમે છે. થોડી વારે ઝાકળ ગાતી ગાતી આવે છે.]

ઝાકળઃ—

વાદળના મહેલમાં બાર બાર બાળકી,
તેરમી હું બાળકી રોતી જી રે!
આંસુમાં જનમી ને આંસુમાં જીવતી,
વન વન વેરતી મોતી જી રે!
ફુલડાં અપારને નથડી નથાવી,
ખડ ખડ મોતી પરોતી જી રે!
કુમુદિની કાનમાં મૂકું લવિંગડાં,
હીરલા ગૂંથું હું ગોતી જી રે!

વડલોઃ—

આવો, અશ્રુસુંદરી! આછાં વરસજો, હો! ગઇ કાલે મારાં પંખીડાંને શરદી થઈ ગઇ હતી.

ઝાકળઃ—

અમારા વરસાદ તો આછા જ હોય, વડદાદા! એ કામ તો મેઘરાજાનાં હશે! [કુમુદિનીની પાસે જાય છે.] કુમુદિની-બ્હેન! ત્રાટક સાધ્યું છે?

કુમુદિનીઃ—

[શરમાતી] અશ્રુબ્હેન! આવો.

ઝાકળઃ—

તમને શણગારવા આવી છું. સખી શોભે એ તો મારા

કોડ છે ! [ ઝાકળ કુમુદિનીના કાનમાં લવિંગડાં અને વેણીમાં હીરા ગૂંથે છે. ]

કુમુદિની:—

[ ઝાકળને ભેટતી ] અશ્રુબ્હેન ! આટલો પ્રેમ કરો છો અને મનની વાત નહિ કરો ? આ અખંડ આંસુ શાનાં ?

ઝાકળ:—

[ જાતાં જાતાં કુમુદિનીના ગાલ ઉપર એક તાળી મારતાં ] એ પ્રશ્ન મને પૂછશો મા. [ જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. સમીર ગાતો ગાતો પ્રવેશે છે. ]

સમીર:—

દરિયાના બેટમાં બેઠી નીંદરડી,
　　અવનિને આંચળા ઓઢાડે જી રે !
મંદ મંદ, મંદ મંદ, ગાતી હાલરડાં,
　　પ્રાણી ત્રિલોકનાં પોઢાડે જી રે
ઊંઘમાં મીઠી પોઢ્યાં પંખીડલાં,
　　પારણે-વડલાની ડાળે જી રે !
અણુદીઠ હીરલાની દોરી અમે તો,
　　તાણી નીંદરડી ઝુલાવે જી રે !
ગાજે ગભીર ગાન મીઠો મ્હેરામણ,
　　એ તો નીંદરની સિતારી જી રે !

આંગળી ફર ફર વાયુ નીંદરની,
સ્પર્શે ત્યાં ઉડતી ઝુઝારી જી રે!

વડલો:—

મારાં પોઢ્યાં પંખીડલાંને ઝૂલાવવા આવ્યા શું, સમીર-ભાઈ? આવો, પધારો.

સમીર:—

[ નમ્ર થવાનો પ્રયત્ન કરતો ] ઝૂલાવનારી તો દરિયાના બેટમાં બેઠી છે. અમે તો એની અદની, અદૃશ્ય હીરની દોરીઓ છીએ. [ કુમુદિની પાસે જાય છે. ] કુમુદિની! ઊંઘ નથી આવતી? આ તમારી બ્હેન કમલિની કેવી ઝોંપી ગઇ છે!

કુમુદિની:—

[ ટોળ કરતી ] નિશાપતિને બદલે જો દિનકર આકાશમાં રાજતો હોત, અને કમલિની આમ જ ઝોંપી ગઇ હોત તો હું જીંદગીભર ઝોંપી જવાનું કબૂલત. [ મસ્તીથી ] પ્રેમના ઘેન પાસે નીંદરનું ઘેન કદિ કામ આવ્યું છે?

સમીર:—

[ કુમુદિની સાથે ગેલ કરતો ] કુમુદિની! તમે તો બહુ અજળ!

કુમુદિની:—

આઘા રહેજો, સમીરરાય! હવે પધારો; તમારી નીંદર-રાણીને મારા પ્રણામ પહોંચાડજો.

સમીરઃ—

[ વધારે છૂટ લેતો ] કુમુદિની !—

કુમુદિનીઃ—

મને અડશો નહિ. [ સમીર અડવા જાય છે. ] અરે ! અરે ! તમે અડશો તો મારી ઝાકળે મઢેલાં મારાં મોતી સરી પડશે ! દૂર રહો.

સમીરઃ—

[ લહેરીની માફક ] કુમુદિની !—[ કુમુદિનીને ઝૂલાવતો ચાલ્યો જાય છે. ]

કુમુદિનીઃ—

[ ક્રોધથી ધ્રૂજી ઉઠતી ] નફ્ફટ !—[ સમીરની દિશામાં તાકી રહે છે. ]

ચંદ્રઃ—

[ આંખોમાં અમી લાવતો ] બહુ ઉગ્ર થયાં, કુમુદિની ! એ તો નાદાન છે !

કુમુદિનીઃ—

[ શરમાતી નીચે નમીને ] દેવ !

ચંદ્રઃ—

કુમુદિની ! આજે આપણે વહેલાં વિખૂટાં થવું પડશે. ક્ષિતિજ ઉપર જો વાદળાં ચડે !

કુમુદિનીઃ—

આટલી જ વારમાં ?

ચંદ્રઃ—

ગાંડી રે ગાંડી! આટલો બધો વખત તને આટલી જ વાર લાગે છે? તારામૈત્રકમાં સમયનું ભાન સરી ગયું! ફરી કાલે.

કુમુદિની:—

પધારજો, દેવ! [વંદન કરવા માથું નીચું નમાવે છે.] દેવ! બીજાં નમનોમાં તો માથું ફરી ઉપડે છે; પણ હું તો તમારા પુનઃ ઉદય સુધી આ નમન લંબાવીશ.

ચંદ્રઃ—

કુમુદિની! જાઉં છું–ઘેરાઉં છું. આજનાં વાદળાંઓ વસમાં લાગે છે.

[ચંદ્રનાં કિરણો કુમુદિનીને છેલ્લું છેલ્લું ચૂમીને અદૃશ્ય થાય છે. કુમુદિની ઝોંપી જાય છે. આકાશ ઘેરાય છે. થોડી વાર શાંતિ પથરાય છે.]

વડલો:—

[ગંભીર બનતો] આકાશ કેવું ઘનઘોર થતું જાય છે! કેટલું ભયાનક બનતું જાય છે! [થોડી વાર મૌન રહે છે. મનની વ્યથાની આછીપાતળી છાયા મુખ ઉપર ઢળે છે.] મારૂં મન પણ આમ જ ઘેરાતું હોય એમ થાય છે. [થોડી વારે] આ શું થતું હશે? ઓહ! ઓહ! છાતીમાં કંઇક થાય છે. [એક ઘુવડ ઉડતું આવી વનઘટામાં બેસી ભયાનક

અવાજ કરે છે. વડલો ચમકતો ] ઓહ ! કેવો ભયંકર અવાજ ? કેવું અમંગળ ! લોકો કહે છે કે જેની ઉપર ઘુવડ બોલે એની ઉપર કાળના પંજા ઉતરે ! [ અટકે છે. ] ઉડી જા, ઉડી જા, ઓ અમંગળ પંખી ! ઉડી જા. તારા ભયંકર અવાજથી મારાં પંખીઓની ઊંઘ ઉડી જશે અને તેઓ ફફડી ઉઠશે. [ ઘુવડ ફરી એક વાર ભયંકર ઉંડો અવાજ કરી ઉડી જાય છે. થોડી વારે ] પંખીઓને ઉઠાડું ?.... ઉઠાડીને તેઓની છેલ્લી વિદાય લઈ લઉં ?....[ અટકે છે. ] ના, ના. એવું કશું નથી, વડલા ! એ તો મનનાં ભૂત ! [ થોડી વાર આકાશ સામે જોઈ રહે છે. ] આ વાદળાંઓમાં કાંઇક ફેર છે. અરે, ઓ વાદળાંઓ ! આજે તમે હમેશાની માફક મને બ્રહ્માંડના ભેદની ગહન વાતો કેમ કરતાં નથી ? આજે તમે કોઇ બીજી આંખોથી મારા તરફ કેમ જોઈ રહ્યાં છો ? [ આકાશમાં જબ્બર ગડગડાટ થાય છે. ] ઓહ, ઓહ ! તમે કેવું ભયંકર અટ્ટહાસ્ય કરો છો ? વાદળાંઓ, તમે હસો છો કેમ ?

વાદળાંઓ:—

તને જોઇને જ તો, વડલા !

વડલો:—

[ વ્યથાથી ] અરે ઓ વ્હાલાં વાદળાંઓ ! તમે આજે ફરી ગએલાં જણાઓ છો. જાણે તમે કોઇ બીજાં જ

વાદળાંઓ ચડી આવ્યાં હો !

વાદળાંઓ:—

એમ જ છે, વડલા ! અમે તો કાળની ઉડણુ પાવડીઓ છીએ !

[આકાશમાં ગડગડાટ થાય છે. કડાકા સાથે વીજળીનો ચમકારો થાય છે. ધરણી ધ્રૂજી ઉઠે છે.]

વીજળી:—

વડલા ! જીંદગી મારા ઝબકારા જેવી છે.

વડલો:—

ઓહ ! આ તો કેર થતો હોય એમ લાગે છે. જાગો, પંખીઓ ! જાગો. [પંખીઓ ફફડી ઉઠે છે. આખો વડલો કિલકિલી ઉઠે છે.] ઉડી જાવ, પંખીઓ ! ઉડી જાવ. મારો કાળ નજીક આવ્યો લાગે છે. ઉડો, ઉડો; પંખીડાં ! ઉડી જાવ. [આકાશમાંથી મુશળધાર વરસાદ વરસવો શરૂ થાય છે.] ઉડો પંખીઓ ! ઉડી જાવ. વાર કરશો તો મારી સાથે તમારૂં પણ આવી બનશે !

[સૃષ્ટિમાંથી એક ધડાકો ઉઠે છે. અને અંદરથી ઝંઝાવાત નીકળે છે. પર્વતો કંપી ઉઠે છે. પક્ષીઓ કલ્પાંત કરી મૂકે છે.]

ઝંઝાવાત:—

[ગર્જના કરતો] સૃષ્ટિનાં તમામ ઝાડવાંઓ ! તમારા

કાળને વંદન કરો. [ઝાડવાંઓ કંપી ઉઠે છે. થોડી વાર ઝંઝા-વાત રાહ જોતો મૌન રહે છે.] તરુઓ! તમારા કાળને ઓળખો. મને વંદન કરો. [કોઈ કાંઇ બોલતું નથી.] મને વંદન કરો છો કે મૂળ સોતાં ઉખેડી ધરણી પર ઢાળી દઉં? બોલો, વંદો છો?

વડલો:—

[ગૌરવથી] આવ્યા એવા ચાલ્યા જાવ, ઝંઝાવાત! તરુ-ગણ પ્રેમસમીર સિવાય કોઇને નમતો નથી.

[ઝંઝાવાત મોટું રુદ્ર રૂપ ધારે છે.
વડલા સિવાય સૌ થથરી જાય છે.]

ચંપો:—

હું વંદું છું, ઝંઝાવાત! [પવનના ઝપાટાની દિશામાં નમે છે.]

ખડ:—

મારાં પણ વંદન સ્વીકારજો, દેવા! [ઝાપટાની દિશામાં ઢળવા લાગે છે.]

વડલો:—

[તિરસ્કારથી] ઓહ!........

ભીંડા:—

મારાં પણ કોટિ કોટિ વંદન સ્વીકારજો; વાયુરાજ! [નમી પડે છે.] મને ઉખેડશો મા!

[વડલા સિવાય સૌ નમી જાય છે.]

ઝંઝાવાત:—

[ ગાજતો ] વડલા ! તારૂં ગુમાન છોડ, નહિ તો ઘડી એ ઘડીમાં હતો ન હતો થઈ જઇશ. મને વંદન કર.

વડલો:—

વાયુરાજ ! આ માથું પ્રભુ સિવાય કોઇને નમ્યું નથી, અને નમશે નહિ.

ઝંઝાવાત:—

[ ઉંચો નીચો થતો ] તો જોઈ લે એ અભિમાનનું ફળ.
[ પવન સૂસવાટે વધે છે. વડલાની ડાળો એકબીજા સાથે અફ-ળાય છે. ]

વડલો:—

[ ધૈર્યથી ] પંખીગણ ! ઉડી જાવ, ઉડી જાવ. મારો કાળ આવ્યો છે. [ થોડાં પંખીઓ ઉડી જાય છે. ] ભીંડાભાઇ ! ગભરાશો નહિ. મારાં મૂળ મજબૂત છે. જ્યાં સુધી હું સાબૂત છું ત્યાં સુધી પવનના સર્વ ઝપાટા સામે મારી ઘટાને ઢાલ બનાવી તમને સુરક્ષિત રાખીશ. એ તો પાંખાળાં હતાં તે ઉડાડ્યાં. તમે તો સુખેથી રહો મારા વિશાળ થડની ઓથમાં.

ભીંડા:—

મરવા પડ્યા છો ત્યારે તો મૂંગા રહો, વડલાભાઇ ! [ અસહાય બનતો ] મરતાં મરતાં પણ મારી બદનામી

કરશો? અભિમાન ન કરો અને જાત સંભાળો એટલે બસ! બાકી અમે તો ઝંઝારાજાની કૃપા હશે તો બચશું.
[ફરી ઝંઝાવાતને નમન કરે છે.]

[વાયુ વધે છે. વડલાનાં મૂળ હલી ઉઠે છે.]

વડલો:—

પંખીઓ! ઉડી જાવ, ઉડી જાવ.

પંખીઓ:—

વડદાદા! આજ સુધી જેણે આશરો આપ્યો તેને અણીને વખતે છોડશું, એમ? અમને એવાં હીન ધાર્યાં? વડદાદા, તમારૂં નશીબ તે અમારૂં નશીબ.

[ઝંઝાવાત વાધે છે. વડલો ઉછળે છે.]

વડલો:—

[નમતો] પ્રણામ, ઝરણી! પ્રણામ, પ્રકૃતિ! હું જાઉં છું.
[પવનના એક ઝપાટા સાથે વડલો ભૂમિ ઉપર પટકાઇ પડે છે. પંખીઓ અંદર ચગદાઈ જાય છે. ડાળીઓનો કચ્ચરઘાણ વળી જાય છે.]

ઝરણી:—

ઓહ, ઓહ, વડલાભાઇ! માફ કરજો મારા સૌ અપરાધો.
[ઝરણીની આંખમાંથી આંસુની ઝરણી વહે છે.]



[નમતા] પ્રણામ, ધરણી ! પ્રણામ, પ્રકૃતિ ! હું જાઉં છું !

વડલો:—

પ્રણામ ! ઓહ........

[ઝંઝાવાન અટ્ટહાસ કરતો ચાલ્યો જાય છે. ધીમે ધીમે તોફાન શમે છે. આકાશમાં ઉઘાડ થાય છે. પૂર્વમાંથી કૂકડો ગાતો ગાતો આવે છે.]

કૂકડો:—

અમે તો સૂરજના છડીદાર,
અમે તો પ્રભાતના પોકાર !
સુરજ આવશે.......

[વડલાને ન જોવાથી એકદમ અચકાઇને] અરે ! વડલાભાભા ક્યાં ગયા ? [આમતેમ જુએ છે. વડલાને ભૂમિ ઉપર ઢળેલો જોઇને] અરેરે ! આ શું થયું ?

ઝરણી:—

કૂકડાભાઈ! કેર થઇ ગયો. લાખોના પ
મરે અને જેમ ધરણી રંડાય તેમ આજે
ગઇ છે. કૂકડાભાઇ! વડદાદાનો દેહ પડ
પ્રાણ તો હજી અણનમ છે. અને જે ઝંઝા
મહાન જીવનનો અંત આણ્યો છે તે
વડદાદાના અસંખ્ય ટેટાઓ ગાઉઓન
પ્રસારી દીધા છે. એ ટેટાઓમાંથી વડદા

આભ ચીરૂં હું તોય ન પહોંચે,
નાદ મૃત્યુને પાર !....અમે૦

મૃત્યુ કેરી નીંદ ચિરાતન,
ક્યાં છે જગાડનાર !

સૂર્યકિરણ જે પાર ન પહોંચે,
શા ખપનો છડીદાર !

અમે તો સૂરજના છડીદાર,
અમે તો પ્રભાતના પોકાર !

[ કૂકડો ગાતો ગાતો જાય છે. ]

[ પૃથ્વીનો ક્રમ પાછો શરૂ થાય છે. ]

૩।૦।૨



# હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ

[ બીજી આવૃત્તિ ] લેખકઃ નાનાભાઈ

કાકાસાહેબ કાલેલકર લખે છે:—

"સનાતન ધર્મના શુભ સંસ્કારોમાં ઉછરેલા અને રાષ્ટ્રીય કેળવણીને વરેલા નાનાભાઇની નજર મહાભારત ઉપર પડે એમાં આશ્ચર્ય શું?......મહાભારતમાંથી કથારત્નો વીણી વીણીને તેમાંથી એમણે એક સરસ હાર બનાવ્યો છે; અને તે ગુજરાતનાં સમસ્ત બાળકોને આ પુસ્તક દ્વારા અર્પણ કરે છે."

હિન્દુ ધર્મના રહસ્યની ઝીણવટ બતાવે તેવી મહાભારતમાંથી ચૂંટી કાઢેલી એકંદર સોળ વાર્તાઓ આમાં છે.

ડેમી આઠપેજી ૧૨૮ પાનાં: એન્ટીક કાગળ: કિંમત ૦—૮—૦ પો. ૦—૧—૬

# રખડુ ટોળી [ખંડ ૧ લો]

ગુજરાતીમાં ઉતારનાર ગિજુભાઇ

જેનો બીજો ખંડ "કુમાર" માં છપાતો હતો.

'પુસ્તકાલય' માસિક લખે છે:—

"વાર્તા સાંભળનારાંઓ જ વાર્તાનાં પાત્રો બની જાય અને એ રીતે સાહસના કે સુખદુઃખના પ્રસંગો વેઠનારાં તરીકે આલ્હાદ કે રોમાંચ અનુભવે એ રીતે વાર્તા કહેવાની અને લખવાની શૈલિ નવીન છે. વળી ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, દેશદેશના લોકોના રીતરિવાજ, સ્વભાવ વગેરેનું પરોક્ષ જ્ઞાન આપવાની પદ્ધતિ પણ રુચિકર નીવડે એવી છે......સાત જણની ટોળી મી. નીલે શોધી કાઢેલી અદ્‌ભુત મોટર કારમાં મુસાફરીએ ઉપડે છે. મુસાફરી દરમિયાન વણજારા, લૂંટારા, સિંહો, માણસખાઉ જંગલીઓ વગેરે સાથે પ્રસંગો પડે છે અને તેમાં વાર્તાનાં પાત્રોને સાહસ અને બહાદુરી બતાવવાની તક મળે છે......"

ગિજુભાઈ પોતે અર્પણમાં લખે છે:—

એકાએક મારા હાથમાં આ ચોપડી આવી ને હું રસભેર ઝપાટાબંધ વાંચી ગયો. મને થયું આવી સુંદર ચોપડી સાહસ ને શૌર્યભર્યા મારા ગુજરાતના નવજુવાનો માટે હું ઉતારું. તેઓ તો મારા કરતાંયે વધારે રસથી વાંચશે.

સચિત્ર પૂંઠું, ક્રાઉન ૧૨૮ પાનાં: એન્ટીક કાગળ: કિં. ૦–૮–૦ પો. ૦–૧–૬

## જાતક કથાઓ

લેખક: હરભાઈ

બુદ્ધ ભગવાનના પૂર્વજન્મોની અનેક કથાઓમાંથી આ અઢાર વાતો ચૂંટીને એકઠી કરવામાં આવી છે. "સરલ અને રસભરી શૈલિમાં ગુજરાતીમાં ઉતરાએલું આવું રસમય સાહિત્ય આટલી સસ્તી કિંમતે પ્રાપ્ત થયું હોવાથી ગુજરાતમાં ઘેર ઘેર પ્રસરે એવી આશા રાખીએ." સૌરાષ્ટ્ર.

ડેમી આઠ પેજી પાનાં ૧૩૨; એન્ટીક કાગળ: કિંમત ૦–૮–૦ પો. ૦–૧–૬

## અશો જરથુશ્ત્ર

લેખક પ્રો. તારાપોરવાલા

પ્રસ્તાવનામાં શ્રી. નાનાભાઈ લખે છે:—

"આપણા પાડોશમાં વસતા પારસીભાઇઓનો ધર્મ શું છે, તેમના રીતરિવાજોની પાછળ તેમની જીવન ફિલસુફી શું છે, વગેરે આપણે જાણવું ન જોઇએ?......ગુજરાતી આલમ આ પુસ્તક દ્વારા આપણા પારસીભાઇઓની પિછાન પામી જશે એવી આશા છે."

કલકત્તા યુનિવર્સિટીના માજી પ્રોફેસર એરચ જ. તારાપોરવાળાએ આ પુસ્તક લખેલું છે. એમાં અશો જરથુસ્ત્રનું ચિત્ર પણ આપ્યું છે, તેમ જ છેડે પારસી ધર્મોના ખાસ શબ્દોના અર્થ પણ મૂક્યા છે. કિંમત ૦–૩–૦ પોસ્ટેજ ૦–૦–૬

---

બીજાં બધાં પુસ્તકોની વિગત માટે મોટું સૂચિપત્ર માગો.

# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા

[ પાંચ વર્ષથી પંદર વર્ષ સુધીનાં બાળકો માટે ]

**સંપાદકો : ગિજુભાઇ અને તારાબેન**

**પોસ્ટેજ સાથે રૂા. ૭ માં કુલ ૮૦ પુસ્તકો મળે છે.**

**[ આજ સુધીમાં કુલ અઢી લાખ જેટલાં પુસ્તકો ખપી ગયાં છે.]**

માળાની અંદરના વિષયો

(૧) પૌરાણિક અને ધાર્મિક (૨) આખ્યાનો-દંતકથાઓ (૩) ઐતિહાસિક વાતો (૪) ભૌગોલિક સાહિત્ય (૫) ગ્રામજીવન (૬) જીવન ચરિત્રો (૭) વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન (૮) પ્રાણીશાસ્ત્ર-વનસ્પતિશાસ્ત્ર (૯) શરીરશાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન (૧૦) પત્ર-સાહિત્ય તથા ડાયરી (૧૧) સંક્ષિપ્ત પુસ્તકો (૧૨) વરત, ઉખાણા (૧૩) કહેવત સાહિત્ય (૧૪) ગૃહજીવન (૧૫) ભાષાશિક્ષણ અને વ્યાકરણ (૧૬) વિનોદ સાહિત્ય (૧૭) કાવ્ય સાહિત્ય (૧૮) બાલ-જીવન સાહિત્ય (૧૯) નાટકો (૨૦) પાઠો અને રેખાચિત્રો (૨૧) પ્રવાસ......વગેરે.

# બાળવાર્તાઓ: ભાગ ૧—૨—૩—૪—૫

સંપાદક ગિજુભાઈ. [ પાંચમી આવૃત્તિ ]

ત્રણથી બાર વર્ષનાં બાળકો માટે. એકંદર ૧૦૬ વાર્તાઓ.

કિંમત દરેકના ૦-૪-૦ પોસ્ટેજ દરેકનું ૦-૧-૦

# બાળલોકગીત સંગ્રહ ભાગ ૧—૨

સંપાદક: ગિજુભાઇ  મોટા અક્ષરોમાં છાપેલાં

બાળકોને મ્હોંએ ચડી ગએલાં, તથા બાલમંદિરના લાંબા વખતના અનુભવ ઉપરથી પસંદ કરેલાં...........એકંદર ૧૦૫ ગીતો

કિંમત દરેકની ૦-૩-૦ પોસ્ટેજ દરેકનું ૦-૧-૦

# બાલસાહિત્ય ગુચ્છ

સંપાદકો

ગિજુભાઈ અને તારાબેન

અંદરના નમુના મુજબ સાઇઝ અને ટાઇપમાં

**૨૫ પુસ્તકોનો ગુચ્છ પોસ્ટેજ સાથે રૂા. ૨–૮–૦**

છૂટક કિંમત દોઢ આનો પોસ્ટેજ બે પૈસા જુદું



શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાનાં ૮૦ પુસ્તકો પ્રગટ થયા પછી અમારે એવી જ બીજી ઘણાં પુષ્પો-વાળી માળા કાઢવાની ઇચ્છા હતી. પરંતુ તે વખતે દેશે સ્વાતંત્ર્ય–મુક્તિ માટે ઝંપલાવ્યું હોઇ શ્રી. ગિજુ-ભાઈ–તારાબેને પણ એમાં પોતાનો ફાળો આપવા યજ્ઞમાં ઝંપલાવેલું. એથી એવી બીજી લાંબી માળા ગૂંથવાનો અવકાશ ન રહ્યો. પરંતુ એ માળાની તૈયારી માટેનું જે સાહિત્ય ગોઠવેલું તૈયાર જ હતું તેને બાળકોથી લાંબો સમય દૂર ન રાખવું એમ ધારી આજે આવડો નાનકડો ગુચ્છ–૨૫ પુષ્પોનો ગજરો બાળકોના હાથમાં મૂકી હાલ તુરત સંતોષ લેવો પડે છે.

## ગ્રાહક તરીકે નામ નોંધાવો

**શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર : ભાવનગર**

નીકળ્યો: " જેને જેને ઘેર પશુ, પક્ષી, ઢોરઢાંખર જે કાંઇ જાનવર હોય તે લઇને અરધા કલાકમાં કચેરીમાં હાજર થાય ! "

ગામના તમામ લોકો પોતપોતાનાં ગાય, ભેંશ, બળદ, બકરી લઈ હાજર થયા. એક તંબોળણ આવી નહોતી. હીરાએ તે જાણી લીધું અને તંબોળણને તેના જાનવર સાથે પકડી મંગાવવા હુકમ કર્યો. તંબોળણ બકરા સાથે આવી. તરત જ હીરાએ સિપાઇઓને હુકમ કર્યો: " આ તંબોળણને અહીં ને અહીં જ ગરદન મારો." તંબોળણ કરગરવા લાગી; કાલાવાલા કરવા લાગી: " વાંક ગુન્હા વિના શું કરવા મારો છો ? " એમ કહી આજીજી કરવા લાગી. પણ હીરાએ વધારે સખ્તાઇથી કહ્યું: " બસ ! હમણાં જ એનું ગળું ઉડાવો. "

તંબોળણે કહ્યું: " મારો વાંક ગુન્હો

# ગુચ્છમાં ગૂંથાએલાં પુષ્પોની યાદી

## દરેક પુસ્તકના પૂંઠા ઉપર એકેક ચિત્ર

## આવડી સાઈઝનાં ૩૨ પાનાં: મજબૂત મોહક પૂંઠું.

---

૧ લાલ અને હીરા : ગિજુભાઈ
૨ ભેંશનાં શીંગડામાં ,,
૩ ગામડામાં ગયો હતો ,,
૪ આંબો રોપ્યો ,,
૫ વિલાયતી વાતો ,,
૬ ટૂચકાઓ: સંપાદક ગિજુભાઇ
૭ બે બાળનાટકો: ગિજુભાઈ
૮ દાદાજીની તલવાર ,,
૯ તક્તક્ તક્તક્ તર્ર્ર્ર્ મોંઘીબેન
૧૦ વેઠનો વારો: રામભાઈ પાઠક
૧૧ નવાં વરતો ગિજુભાઇ
૧૨ વસંત આવી ,,
૧૩ તિળ દ્યા ગુળ દ્યા: તારાબેન
૧૪ હેમુભાઈના પાઠો ...
૧૫ જીવજંતુ ગિજુભાઈ
૧૬ ઠેકમઠેકા તારાબેન
૧૭ ટેક ગિજુભાઈ
૧૮ મોંડિયો ઢેઢ ,,
૧૯ તારાબેનના પાઠો ...
૨૦ માજીએ કહેલી મોંઘીબેન
૨૧ જોયું ને આંખ ઠરી: ગિજુભા
૨૨ સટરપટર વાતો ,,
૨૩ ઘમ્મર વલોણાં તારાબેન
૨૪ ચતુર કરોળિયો: ચંદ્રશંકર ભટ્ટ

૨૫ પંચામૃત : સંપાદક ગિજુભાઈ



## મુખ્ય એજન્ટો

આર. આર. શેઠની કું. મુંબઈ–૨
પુસ્તકાલય સ. સ. મંડળ વડોદરા
યુગાંતર કાર્યાલય, ગોપીપુરા; સુરત
લાજપત ખાદી ભંડાર કરાંચી
શંભુલાલ જગશી શાહ અમદાવાદ
ઠા. બેચર મેઘજી સન્સ : રાજકોટ પરા
છોટાલાલ માનસિંહ કામદાર; વાંકાનેર
કાંતિલાલ શેઠની કું. વડાપાડા; ભરૂચ

---

૨૧ : ૩ : ૩૧ ભાવનગર સરસ્વતી છાપખાનું